# ગજરા મારૂજીની વારતા

છપાવી પ્રસીધ કરનાર બુક સેલર

**જગજીવન દલપતરામ**





## અમદાવાદમાં

કાગદીઓળ નજીક જુમાં મશીદની સામે
શેઠ. રૂસ્તમજી ડોસાભાઈના મકાનમાં
અમદાવાદ વિક્ટોરીઆ પ્રેસમાં
**શા. નાથાભાઈ લલુભાઈએ**
છાપી
સંવત ૧૯૩૭—સને ૧૮૮૧
કિંમત રૂ ૦-૬-૦

નનામાંના રણ... [illegible] હોય તથા [illegible] સ્ત્રી પરખ: રહેલી હોય અને દેશ

નાગે લોકોમાં બાહાર ન દેખાતી હોય તો તે અમલદારે તેને ખબર આપવી કે [illegible]ો જવાની છુટ છે. અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રે[illegible]ગ્ય સુગમતા આપ્યા પછી, પકડવા સારૂ તે ઓરડામાં જવાને તે મુખત્યાર છે.

[illegible]૯મી કલમનો સુધારો. ૫૭. ૩૩૯ મી કલમના ચોથા પારેગ્રાફમાં "કરવું" આ શબ્દની પાછળ "કોરટના યોગ્ય અમલદારને" આ [illegible]ો દાખલ કરવા; અને તેજ પારેગ્રાફમાં હેઠળ લખેલા શબ્દો ઉમેરવા (એટલે;—

અને ત્યાર પછીનાં કાંઇ ભરણાં (જો હોય તો) જે અમલદારને સ્વાધીન તુરંગ હશે તે અમલદારને કરવાં."

૩૪૧મી કલમનો સુધારો. ૫૮. ૩૪૧ મી કલમની (અ), (બ), (ક), (ડ) અને (ઈ) રકમને અને વિશેષ ઠરાવને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો (એટલે):—.

"(અ.) તુરંગમાં મોકલવા વિશેનાં વારંટમાં કહેલી રકમ જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તે અમલદારને ભરે ત્યારે; અથવા

(બ.) બીજી રીતે હુકમનામુ પુરેપુરૂ અદા થાય ત્યારે; અથવા

# ગજરા મારૂજીની વારતા*

---

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ અથ વારતા ગજરા મારૂની લખી છે.

દુહો—પ્રથમ સારદાને વરણવુંરે, કાંઇ માગુ એક પસાયઃ મુજ વર દો વરદાયનીરે, કાંઇ શુભ મત આપોને માયરે. કાંઇ૦ ૧ સરસ્વતી સારદાને વીનવુંરે, કાંઇ ગણપત લાગુ પાયરે; કાંઇ૦ શુધ બુધ તમે આપજોરે, માહારી જીભ્યાએ જશ ગાયરે. માહારી૦ ૨ દુંદાળો દુઃખ ભંજનોરે, કાંઇ સદાએ બાળે વેશરે; કાંઇ૦ પ્રથમ સમરૂ હું તો તેહનેરે, એ તો ગવરી પુત્ર ગણેશરે. એતો૦ ૩ શ્રી ગુરૂને ચરણે નમુરે, કાંઇ ગણપત રહુ કર જોડરે; કાંઇ૦ સઊને કરૂરે હું તો વીનતીરે, કાંઇ મુજને ન દેશો ખોડરે. કાંઇ૦ ૪

માંડવગઢ શેહેરના જામ રાજાને સાત રાણીઓ હતી, તેમાં છ માનીતી અને એક દામાવંતી રાણી અણમાનીતી હતી. એ સાતે રાણીઓમાં કોઇને પેટ દીકરો નહોતો. એક દાહાડો સવારના પોહોરમાં મોટા મળસંકામાં પાસેના ગામમાંથી એક ઢેપડી સુંધીઆં સાવરણી વેચવા સારૂ શહેરમાં આવતી હતી, તેણે રસ્તામાં વેગળેથી રાજાને સંડાસમાં જતા જોયા એટલે વિચાર કરયો કે સાત રાણીઓ છતાં રાજા વાંઝીયા છે માટે તેમનું મોં જોતાં મને અપશુકન થશે અને માહારાં સુંધીઆં સાવરણી ખપશે નહી એવું ધારી તે ઢેપડીએ રાજાના સામી સાવરણી ધરી, અને પૂંઠ ફેરવી ઊભી રહી. આ તમાસો જોઇને જામ રાજા બહુ ગુસ્સે થયો અને પછી ઢેપડીને પાસે બોલાવી પુછે છે

દોહરો—સાચુ બોલ તું તો દાસણીરે, કાંઇ જુઠાં વચન

ન બોલરે; કાંઈ૦ જીવતાં ચડાવું તને શુળીએરે, કાંઈ ધું
દી પડાવું તાહારી છોલરે. કાંઈ૦ ૫

કે ઢેપડી સાચુ બોલજે તેં માહારા સામી માવરણી
આ માટે ખરી જેવું હોય તેવુ કહે નહી તો તને શુળીએ
ચડાવીશ અને તાહારા શરીરની ચામડી ઉતરાવીશ, તે સાં
ભળી ઢેપડી ગભરાણી અને બોલી કે માહારાજ સાચુ
બોલીશ તો તમને રીસ ચડશે. રાજા કહે સાચુ બોલીશ
તો તને છોડી મુકીશ અને ખુશી કરીશ એથી ઢેપડીના
મનને ધીરજ આવી અને તે બોલી.

દુહો—મેલામાં મેલા જોને કુમરોરે, કાંઈ તેથી મેલેરો
લાભરે; કાંઈ૦ એથી મેલોરે રાજા વાંઝીઓરે, તેતો મુવે
ન પામે મોક્ષરે. તેતો૦ ૬

કુમરો એટલે પેટમાં પાપ રાખી પોતાની વાત બીજાને
જણાવે નહી તે મેલો કેહેવાય છે અને તેથી ઉતરતે દરજ્જે
લાભીઓ માણસ ગણાય છે. પણ તે બંને કરતાં વધારે
મેલો વાંઝીઓ કેહેવાય છે. વાંઝીયાને સ્વરગમાં જવાનો અ
ધિકાર નથી, માટે તેવા પૂરૂષનું સવારના પોહોરમાં મોં
જોવું અને શુકન લેવા તે ઘણું નખેદ છે. આપને સાત રા
ણીઓ છતાં એક પુત્ર નથી માટે મેં સાવરણી આડી ધ
રી હતી. આ વાત મેં સાંચે સાચી કહી છે હવે દીલ
ચાહે તો મને રજા આપો અગર તમારી નજરમાં આવે
તે કરો. રાજાએ ઢેપડાની વાત સાચી માનીને તેના ઉપ
રથી રીસ ઉતારી નાંખી અને પોતાની સાથે દરબારમાં લે
ઈ ગયા ત્યાં કમોદના ચોખાનો ઢગલો પડ્યો હતો તેમાં
થી ગાંસડી બંધાવી ઢેપડાને વીદાય કરી. રસ્તે જતાં તે
મન સાથે કેહેછે કે હવે સુંથીઆં સાવરણી વેચવાની જ
રૂર નથી, બે ત્રણ મહીનાની ખરચી જેટલા આ ચોખા
મળ્યા છે; એમ ધારી પાછી પોતાને ઘેર ગઈ ત્યાં તેના ધ

ણીએ પૂછયું કે તું આ ચોખા ક્યાંથી લાવી? ત્યારે ઢેયડી એ કહ્યુ કે તમારે શુ કામ છે, ધણીએ કહ્યુ કે રાંડ સાચુ બોલ નહી તો ઘરમાં પેસવા નહી દેઉ; ત્યારે તે બોલી કે હુતો રાજાને ત્યાંથી લાવી છું. તે સાંભળીને તેનો ધણી કેહેછે કે એ ચોખા આપણે જોઇએ નહી. રાજા વાંઝીયા છે માટે તેમનું મો જોવાય નહી તો પછી તેમનું અંન કેમ ખવાય. ઢેયડી કેહે કે આખુ શેહેર એમનું અંન ખાય છે તો આપણને શી હરકત છે, શું આપણે બધા કરતાં મોહોટાં કે રાજાનું ન ખાઇએ. તે સાંભળી તેનો ધણી બોલ્યો કે જે શાસ્ત્ર નથી સમજતાં તેજ રાજાનું હરામ ખાય છે, પણ સમજુ તો હલાલ કરીને ખાવાના. રાજા મફત કાંઈ આપે પણ સમજુ તો લે નહી, જો તને વિસ્વાસ ન આવતો હોય તો પારખુ જો; આપણાં ઘરમાં કોદરા છે તે ભરડીને તેમાંથી કોદરી કાહાડ અને તેના ભેગાં રાજાના ચોખા ભેળી ચકલાંને નાંખ, જો તે ચકલાં ચોખા ખાઈ જશે તો આપણે પણ ખાઇશું. ઢેયડીએ કોદરી અને ચોખા ભેગા કરીને ચકલાંને નાંખ્યા પણ ચકલાંએ કોદરી વણી ખાધી અને ચોખા રેહેવા દીધા. આવો પ્રતક્ષ દાખલો જોઇને ઢેયડી ચોખાનો પોટલો માથે ચડાવી રાજાના દરબારમાં પાછી આવી ને રાજાને કહ્યુ કે જનાવર સરખાં તમારૂ અંન ખાતાં નથી તો અમે કેમ ખાઇએ એમ કહીને ચોખા પાછા નાંખી પોતાને ઘેર ગઇ. હવે રાજાને ઢેયડીની વાત સાંભળતાં રાજ પાટનું સુખ કશા કામનું નથી એમ ધારી પોતાની છ માનીતી રાણીઓને બોલાવી અને કહ્યુ કે સાત રાણીઓ છતાં વાંઝીયા મેહેણુ રહ્યુ અને તે મેણાને લીધે કોઇ માહારૂ મોં જોતું નથી અને શુકન લેતું નથી માટે હવે હું નગરમાં રેહેનાર નથી માહારે રાજપાટ ભોગવવું નથી. કોઈ અથો

ર વનમાં જાઉં ત્યાં કોઇ દેવની આસના વાસના કરીશ અ
ને જો તે દેવ માહારૂ વાંઝીયા મેહેણું ભાગશે તોજ હું
પાછો નગરમાં આવીશ નહી તો જંગલમાંજ ભટકીને આ
વરદાનો છેડો લાવીશ એમ કહી પુન્યશંગ વજીરને રાજપાટ
સોંપી પોતે શામ ઘોડા ઉપર સ્વાર થઇ ચાલી નિકળ્યા.

દુહો—રાણીઓ રૂવે રંગ મેહેલમાંરે, કાંઇ દાસીઓ
રૂવે દરબારરે; કાંઇ૦ રઇયત રૂવે સારા શેહેરનારે, કાંઇ
વરતાયો હાહાકારરે. કાંઇ૦ હાટે રૂવે હાટ વાણીઆરે, તેતો
પાડી બેઠા હડતાળરે; તેતો૦ પ્રાણી માત્ર રેહે ઉદાશમાંરે,
કાંઇ વ્રક્ષે નમાવી છે ડાળરે. કાંઇ૦ કાળે ઘોડે ને કાળે
લુગડેરે, કાંઇ રાજા ચાલ્યા વનવાસરે; કાંઇ૦ વાંઝીયા મેહે
ણું ભાગવારે, છોડી ચાલ્યા નગરની આશરે. છોડી૦

હવે રાજા પોતે નગરમાંથી બાહાર નિકળ્યા કે તમામ રં
ગ મેહેલમાં રાણીઓ રૂદન કરવા લાગી અને દાસીઓ, ત
થા ચાકર નફર અને નગરમાં વસનારા લોકોએ ઘણું ક-
લ્પાંત કરવા માંડ્યું. નગરના લોકોને ઉદાશ જોઇ પશુ પ
ક્ષીને પણ દીલગીરી આવી, નાહાનાં મોહોટાં કુમળાં ઝાડ
હતાં તે પણ કરમાઇ ગયાં. આવી રીતની રઇયતની દીલ
ગીરી અને પશુ પક્ષીનો શોકાતુર દેખાવ છતાં રાજા પો
તે વાંઝીયા મેહેણું ભાગવાની આશાએ રાજપાટ મુકીને
કુટંબ કબીલો મૂકીને જંગલમાં એકલા ચાલ્યા ગયા. આગ
ળ જતાં એક મોહોટુ બપયા વન આવ્યું ત્યાં ઝાડની ઘ
ણી ઘટા જોઇ પોતે વીસામો લેવા સારૂ ઝાડ તળે ઉત-
રી પડ્યા ત્યાં પવનથી ખરી પડીને પાંદડાના ઢગલા જમી
ન ઉપર પડ્યા છે તે ખસેડીને હાથ વતે રાજા જમીન
સાફ કરેછે, એટલે પાંદડાંમાં ઢંકાએલી જળાધારી સહીત
માહાદેવની મુરતી રાજાની નજરે પડી તે જોઇ રાજા બહુ
હરખાયો કે હુ કોઇ દેવને ખોળવા નિકળ્યો હતો તે માશ

રા ઉપર કૃપા કરીને મને સામા આવી મળ્યા માટે હું આ જગાએ રહીને માહાદેવ આગળ તપ આદરીને પૂજા કરૂ, એમ ધારી ત્યાં રહયો. પૂજા કરતાં બાર વરસ વીતી જવા આવ્યાં તો પણ માહાદેવ કાંઇ પ્રસન થયા નહી એવા માં એક દાહાડો બે શીકારીઓ શીકાર કરવા નિકળ્યા હતા, તે શીકારીઓ ઝોળીઓ ખભે ભરાવી ચાલ્યા આવેછે; તેઓએ વેગળેથી રાજાને અને ઘોડાને દીઠા એટલે વિચાર કરેછે કે આપણે પેલા આદમીને મારી નાંખી તેની પાસેથી ઘોડો લઇ જઇએ. એટલામાં તેઓને દેખીને રાજા વિચાર કરેછે કે આ કોઇ લુટારા છે તેઓ આ ઘોડાની લાલચે મને મારી નાંખશે. આપણે રાજપાટ મુકીને મરવા સારૂ તો અહીં આવ્યા છીએ ત્યારે હાથે મરવું તે કરતાં પરાયા હાથે મોત થશે તો આતમ હત્યા કરયા બાબત નરકમાં જવું નહી પડે અને હું સારી ગતીએ જઇશ એમ હીમત રાખીને રાજા બેઠા છે: એટલામાં પેલા શીકારી આવી પોહોચ્યા અને કરડી આંખ કરીને ઉભા રેહયા એટલે રાજાએ કહ્યુ કે જે તમારા મનમાં હોય તે તાકીદથી કરી નાંખો એટલે હું આ દુઃખમાંથી છુટીને તરત પરમેશ્વરની પાસે સુખમા જઇ બેસુ. આ વાત સાંભળીને શીકારી વિચારમાં પડ્યા કે આ કોઇ મોહોટો માણસ છે કારણ કે આપણે એક ગાઉ ઉપર જે વિચાર કરયો હતો તે તેના જાણવામાં આવ્યો માટે માનો ન માનો પણ આ કોઇક દેવતા છે એમ ધારી મારવાની વાત ભુલી જઇને હાથ જોડી રાજાને પૂછેછે કે માહારાજ તમે કોણ છો અને અહીં જંગલમાં શા કારણે બેઠા છો રાજા કહે ભાઇ હું રાજા છું પણ માહારે પેટ કાંઇ છોકરૂ નથી માટે વાંઝીયા મેહેણુ ભાગવા સારૂ આ માહાદેવની શેવના કરૂછુ. તે સાંભળી શીકારીઓ વિચાર કરેછે કે આપણે પેટ

પણ છોકરૂ નથી અને વાંઝીયા છીએ માટે આગની જો
ડે બેસીને માહાદેવની શેવના કરીશું તો પુત્ર થશે એમ ધા
રી ઝાડે ઝોળીઓ ભેરાવી માહાદેવની સેવા કરવા બેઠા.
જ્યાં બે ને ત્રણ દીવસ થયા કે પેલા શીકારીઓને ભુખ
લાગી અને તેમનાથી ભુખે રેહેવાયું નહી એટલે વિચાર
કરયો કે આપણાથી હવે ભૂખે રેહેવાશે નહી અને આપ
ણી પાસે શીકાર લાવેલા તઈયાર છે તે ખાઈએ એમ ધા
રી ઝોળીમાંનો શીકાર બાહાર કાહાડીને માહાદેવની જળા-
ધારી ઉપર મુકી કાપવા માંડયો એટલે તમામ જળાધારી
અને શીવ લીંગ રૂધીરથી ભરાયું. આવું અઘોર કરમ જો
ઇ માહાદેવ અકળાયા કે આ પાપી કેમ કરયા જશે નહી
અને મને ભ્રષ્ટ કરી નાંખશે. એમ ધારી પોતે જોગીનો વે
શ લેઇ શીકારીઓના સામા આવી ઉભા રહયા અને શી
કારીઓને કહ્યુ કે અરે મુરખ તમે આ શુ કામ કરોછો
અને. અહિંઆં કેમ આવ્યા છો? શીકારીઓએ કહ્યુ કે અ
મારે પેટ કાંઈ છોકરૂ નથી માટે માહાદેવના પાસે પૂત્ર લે-
વા આવ્યા છીએ તે આપશે એટલે જઇશુ લીધા શિવાય
જનાર નથી. માહાદેવે વિચારયુ કે આ પાપીઓને હવે પૂ
ત્ર આપુ એટલે અહિંઆંથી જાય. એમ ધારી માહાદેવે
શીકારીઓને કહ્યુ કે ઘેર જાઓ તમને પુત્ર થશે. શીકારી-
ઓ કહે કે વચન આપો તો જઇએ પછી માહાદેવ વચન
આપી અંતરધ્યાન થયા અને શીકારીઓ હરખાતા હરખા
તા પોતાને રસ્તે પડયા. આ તમાસો જોઇ રાજા વિચાર
કરેછે કે આ પણ કરમની વાત છે. હું બાર બાર વરસ
ના અપવાસ કરીને શેવના કરૂછું પણ માહાદેવ મને કોઇ
દીવસ સ્વપનામાંએ દેખાતા નથી અને આ બે પાપી ચં
ડાળ એક બે દીવસ આવીને બેઠા અને માહાદેવની જળા-
ધારીમાં અપવીત્રતા કરી તેમને માહાદેવે પુત્ર આપ્યા મા

ટ હું પણ તેમની માફક કરૂ; એમ વિચારી પોતાના ઘો-ડાનું દોરડું છોડીને ઉંચુ ઝાડ સાથે બાંધ્યું અને પોતાના બે પગ બાંધીને પોતે નીચે માઢે ઝુલતા લટકીને એક હાથે માહાદેવની મુરતી ઉપર કટાર પકડીને હીંચકા ખાવા લાગ્યા એટલે કટારની અણી સાથે અથડાઈ માથુ ઘુંઘવા લાગ્યું અને માહાદેવની જળાધારી લોહોથી ભરાવા લાગી આવી કમકમાટ ભરેલી રીતે રાજા કમળ પૂજા કરેછે તે જોઇ શીવને ઘણોજ ત્રાસ આવ્યો અને એકદમ રાજાના સામા આવીને ઉભા રહ્યા અને રાજાને કહ્યુ કે તુ આટલુ બધુ શુ કરવાને કરેછે. રાજા કહે કે માહારાજ હુ બાર બાર વરસથી પૂત્રની આશાએ રાજપાટ મુકી ભૂખ તરસ વેઠીને તમારી શેવના કરૂછું તો પણ તમે પ્રસન થયા નહી, અને પેલા શીકારી પાપી કરમના કરનાર તેમને તમે એક બે દીવસમાં પૂત્ર આપ્યો માટે માહારે તો હવે તમારે માટે મરવું છે. માહાદેવ કેહેછે કે જેણે જેવું કરયુ હશે તેને તેવું ફળ મળશે મેં એમને પૂત્ર આપીયા પણ તે પુત્ર છાણમાં કીડા પેદા થઇ ત્રીજે દીવસે મરી જાયછે તેમ ઉછેરીને મરી જશે અને તને જે પુત્ર આપવાનો તે કાંઇ નામના કરવા લાયક થશે માટે હવે તુ તાહારા પગ છોડી નાંખ હું તાહારા ઉપર ઘણો તુષ્ટમાન થઈ ગયો છું પછી રાજાએ હાથ પગ છોડી નાંખી બે હાથ જોડી પોતે માહાદેવની સામે ઉભા રહ્યા છે. માહાદેવે પૂછયુ કે તમારે કેટલી રાણીઓ છે, રાજાએ કહ્યુ કે સાત રાણીઓ છે તેમાં છ માનીતી અને એક અણમાનીતી છે; પછી માહાદેવે કહ્યુ કે ઉંચુ જો ઝાડ શેનું છે. રાજાએ ઉંચુ જોયું એટલે આંબાનું ઝાડ દીઠુ પછી માહાદેવે કહ્યુ કે તેના ઉપર ફળ છે કે નહી. રાજાએ બીજી વાર સામુ જોયું તો ઉપર કેરીઓ ઝૂલી રહેલી છે અને તે કારમી દેખાય છે,

તે જોઈ રાજાએ કહ્યું કે માહારાજ બીન રતે કેરીઓ બર કી રહી છે માહાદેવે કહ્યું કે આ માહારો ઘોકો લઈને જા અને આંબા ઉપર માર પછી જે કેરીઓ નીચે પડે તે તાહારી રાણીઓને ખવરાવજે એટલે પુત્ર થશે જો વધારે લોભ કરીશ તો બાર વરસની મેહેનત નકામી જશે માટે બીજી વાર મારીશ નહી. એટલું કહી શીવ અલોપ થઈ ગયા. પછી રાજાએ આંબા ઉપર ઘોકો મારયો કે સાત કેરીઓ નિચે પડી તે લેઈ ઝોળીમાં નાંખી માહાદેવ ની પાસે હાથ જોડીને કહ્યું કે—

દુહો—જગધર માહાદેવ તમને વીનવું રે, હુ તો બળી બળી લાગુ પાયરે. હુતો૦ વાંઝીયા મેહેણું માહરૂ ભાગીયું રે માહારી સદાએ કરજો સાહાયરે. મા૦ વિધવા નગરી માહારી સધવા થયરે, કાંઇ ભાગ્ય તણો નહી પારરે. કાં૦ મેહેર કરીરે માહાદેવજીરે મને આપ્યો નવો અવતારરે. મ૦

હે માહારાજ તમે માહારૂ વાંઝીયા મેહેણુ ભાગ્યું તેથી માહારા ભાગ્યની કાંઇ સીમા રહી નથી અને માહારી નગરી કે જે માહારા વગર સુની પડી હતી તે હવે મને જોઇ ઘણી ખુશી થશે અને બહુ સુખ પામશે, કેમકે મને તમે આજ નવો અવતાર આપ્યો હુ નગરમાથી નાસરયો ત્યારે તો મરી ગયા બરાબર હતો. એવી રીતે રાજાએ માહાદેવને અરજ કરી અને પ્રદક્ષણા કરીને ઘોડા ઉપર સ્વાર થઈને નગર ભણી ચાલ્યા ગયા. નગર નજીક આવ્યું એટલે લોકોએ રાજાને દીઠા અને રાજા આવ્યાની વાત ચાલી તેથી તમામ રઇયત બહુ ખુશી થઇ; ફુલશંગ વજીરે પોતાનું બધુ લસકર શણગારયું અને સોના રૂપાનાં ફુલ પડાવી મોહોટી ધામ ધુમથી વાજતે ગાજતે રાજાની સામે આવ્યા, રાજાને પ્રધાને તથા રાણીઓએ તથા રઈયતે સોના રૂપાના ફુલથી વધાવ્યા અને રાજા પોતે રાણીઓના

મોહેલમાં ગયા અને પોતાની છ માનીતી રાણીઓને બોલાવી પેલી સાતે કેરીઓ આપી દીધી. રાણીઓએ તે કેરીઓ ખાધી અને ગોટલા છોતરાં મહેલની બાહાર ફેંકી દીધાં. પેલી અણમાનીતી રાણી દામાવંતીએ પોતાની દાસીને કહ્યુ કે તુ માનીતી રાણીઓના મેહેલ આગળ જા અને જો કે રાજા કાંઈ નવી ચીજ લાવ્યા છે? બારે વરશે રાજા ઘેર આવ્યા છે માટે કાંઈક લાવ્યા હશેજ અને તે ચીજમાંથી નકામુ બારેણ ફેંકી દીધુ હશે તે લઈ આવ. તે સાંભળી દાસી માનીતી રાણીઓના મેહેલ આગળ આવીને જુવેછે તો કેરીઓનાં ગોટલા છોતરાં પડેલાં દીઠાં તે જોઈને દાસીને અચંબો લાગો કે આ રતમાં તો આંબાનાં પાંદડાં શરખાંએ ખરી પડેછે તો કેરીઓ કયાંથી માટે આ કેરીઓજ નવીન ચીજ જણાય છે; એમ ધારી કેરીઓનાં ગોટલા છોતરાં વીંણી લઈને પોતાની બાઈ દામાવંતીને આપ્યાં ને કહ્યુ કે બાઈ રાજા તો નવીન ચીજ કેરીઓ લાવ્યા છે તેનાં ગોટલા છોતરાં પડેલાં હતાં તે હું લાવી છું. દામાવંતી કહે કે ગોટલા છોતરાં પણ આપણે કામનાં છે. એમ કહી પાંદડાં કુટીને તેની રાબ કરીને પીવાનો વિચાર કરેછે એટલામાં તેને વેહેમ આવ્યો કે આ દેવતાઈ ફળ છે તેથી તેમાં કાંઈક દઈવત હોય અને મને કદી ગરભ રહે તો પછી રાજા આળ મુકે અને તે ખરૂં મનાય કારણ કે માહારે ઓરડે રાજા આવતા નથી માટે હું ફુલશંગ વજીરને બોલાવી તેની રૂબરૂ પીઉ તો કોઈક દીવસ રાજાને મોહોડે માહારી શાખ પુરે એમ ધારીને ફુલશંગ વજીરને તેડવા મોકલ્યું. દાસીએ ફુલશંગ વજીરને કહ્યુ કે માહારાજ માહારી બાઈ તમને તેડેછે, માટે હાલ ચાલો. ફુલશંગ વજીર દામાવંતીના મોહોલે આવ્યા. તેમને આસન આપ્યું. વજીર કહે રાણીજી

તમે મને કેમ તેડયો છે ને એવું શું તાકીદનું કામ પડયું છે તે મને કહો. રાણી કહે કાંઈ મોહોટું કામ નથી સેહેજ વાત છે તે તમને કહું છું. રાજા પૂત્રની આશાએ બાહાર ગયા હતા ત્યાંથી બારે વરશે આવ્યા ત્યારે કેરીઓ બાબ્યા હતા તેનાં ગોટલા છોતરાં માહારે હાથ આવ્યાં છે તેની રાખ કરી પીવાનો મેં વિચાર કરેયો છે; પણ કદાચ કોઈ મોહોટા પૂરૂષે તે કેરીઓ પૂત્ર થવા સારૂ આપી હોય ને કદી મને ગરભ રહે તો રાજા માહારે માથે કલંક મુકે શાથી જે હું રાજાની અણમાનીતી છું તે વાસ્તે તમને, વચમાં રાખવા તેડાવ્યા છે. વજીરે કહ્યું કે બાઈ એમાં તે શુ છે તમે સુખેથી રાખ પીઓ ને પુત્ર થશે તો તમારી વતીનો હુ રાજાને જવાબ દેઈશ. એવી રીતે વજીરે ધીરજ આપી એટલે દામાવંતી રાણીએ વજીરના દેખતાં ચંદ્ર સુરજની સ્તુતી કરવા માંડી.

દુહો—ચંદ્રમા સુરજ તમને વીનવુંરે, માહારી સાખેરી પૂરજો સાખરે; મારી૦ રાજા મોહોલે નથી આવતારે, મને કુડાં ચડાવે આળરે. મને૦ પીતા વીના તુને પૂત્ર થયોરે, એવી આપશે સુજને આળરે. એવી૦ જગધાર માહાદેવ તમને વીનવુંરે, માહારી બલેરી રાખજો લાજરે; મારી૦ પુત્ર પ્રમાદાનો આપશો તો, માહારાં સરશે સઘળાં કાજરે માહારાં૦ કુલશંગ વજીર તમને વીનવુંરે૦ માહારી સાખેરી પૂરજો સાખરે; માહારી૦ રાજા મોહોલે નથી આવતારે, મને કુડી ચડાવશે આળરે. મને૦ પીતા વીના તુને પુત્ર થયોરે, એવી આપશે સુજને આળરે. એવી૦

હે કુલશંગ વજીર તમારી અને ચંદ્ર સુરજ સાખે હું આ કામ કરૂં છું. જો માહારા ભાગ્યમાં હોય ને માહાદેવજી મને પૂત્ર આપે તો માહારી લજ્યા તમારા અને તેના હાથમાં છે. એટલુ કહી રાણીએ કુલશંગ વજીરને વી

દાય કીધા એટલે તે પોતાને ઘેર ગયા. હવે રાણીએ વિચા રે કરયો કે રાબ પીધાથી કદાચ મને પૂત્ર થશે તો તેને ચડવા લાયક ઘોડો જોઇશે માટે મારી ઘોડીને અડધી રાબ પાઉં તો વછેરો તેના જેવોજ થાય; એવું ધારી અડધી પોતે પીધી અને અડધી ઘોડીને પાઇ, તે દીવસથી રાણીને અને ઘોડીને સાથે ગરભ રહયો. અને માનીતી રાણીઓને પણ કેરીઓ ખાધેથી ગરભ રહયા, અને જ્યાં નવ મહીના પૂરા થયા એટલે સાતે રાણીઓને પૂત્ર અવતરયા અને અઢાર મહીને ઘોડીને પણ મારુ જોરાવર વછેરો થયો. માનીતી રાણીઓને રાજાએ કેરીઓ આપી અને રાણી દામાવંતીને અણમાનીતી જાણીને આપી નહી એટલો વેરા વંચો કરવાથી માહાદેવ કોપાયમાન થયા તેથી છ રાણીઓના પૂત્ર કદરુપા અને લુલા લંગડા અવતરયા અને હેત કરીને ગોટલા છોતરાંની રાબ પીનારી પેલી અણમાનીતી દામાવંતી રાણીને માંહા કાંતીવાન અને તેજસ્વી પૂત્ર પેદા થયો. પેલી છ માનીતી રાણીઓને પૂત્ર આવ્યાની વધામણી રાજા પાસે ગઇ તેથી રાજા ઘણું હરખ્યા. પણ અણમાનીતીને પુત્ર થયો તેની કોઇને ખબરજ નથી. સવારના પોહોરમાં રાણી દામાવંતી પોતાની દાસીને બોલાવીને કેહે છે.

દુહો—દાસીરે માહારી જોને બેનડીરે, તુંતો ઝટપટ તઇયાર થાયરે; તુંતો જનમોત્રી કરાવીને પૂછીએરે, કાંઇ જોશીને તેડવા જાયરે. કાંઇ૦

અરે દાસી તું ઝટપટ તઇયાર થઇને જા જોશી બાવાને બોલાવી લાવ કે આપણે ભાઇની જનમોતરી કરાવીએ. દાસી જોશીને બોલાવી પોતાની બાઇ પાસે આવી. રાણીએ કહ્યું કે માંહારાજ કુંવર આજ રાતે અવતરયા છે માંટે કીયા નખેતરમાં જન્મ છે અને તેનું નામ શું પાડવું

તે મને કહો. જોશી બાવાએ જન્મ અક્ષર તઈયાર કરી એ
હ ઉપરથી નામ કાહાડીને કહ્યું કે—

દુહો—સારે નખેતરે કુંવર આવીયારે, એતો રાજ્ઞે પીતાનો ઠામરે; એતો૦ ધરણી ધરૂજે એના તેજથીરે, એનું મતીઓ મારૂ આવે નામરે. એનું૦ જોર મળે સહુને જીતશેરે, એતો ભરશે મોહોટી મોટી હામરે; એતો૦ જગશર માહાદેવ એના સહાયકારે, એનું ગજરા મારૂ પાડો નામરે. એનું૦

ભાઈ તો એવા શુભ અને તપકારી નખેતરમાં જનમ્યા છે કે તે તો માહા પરાક્રમી જોરાવર અને દાંતીલા ન થશે, પોતાની બુદ્ધિથી કામ કરશે, આમની સાથે બાથ ભીડવાની હીંમત માલશે અને એના તેજથી આખી દુનીઆં અંજાઈ જઈ એને વશ થશે. પોતાની ગાદી પોત ભોગવશે, પણ બાર વરસની ઉંમરમાં કુંવરને વનવાસ જવું પડશે. વનમાંથી આવ્યા પછી કુંવર ગાદીએ બેસશે અને સઉ સારાં વાનાં થશે કેમકે તેને માથે માહાદેવનો હાથ છે અને તેનું રક્ષણ કરનાર પણ માહાદેવ છે માટે કુંવર બહુ બળવાન અને બુદ્ધિશાળી થશે અને શાસ્ત્ર પ્રમાણે નામ બે આવે છે. એક મતીઓ મારૂ અને બીજુ ગજરોમારૂ એ બેમાંથી બા તમને જે ગમે તે નામ રાખજો પણ માહારી નજરમાં તો ગજરો મારૂ નામ ઘણું સારૂ છે એવુ કહવાથી રાણી ઘણુ ખુશી થયાં અને દાસીને કહ્યુ કે

દુહો— ઝટપટ ઉઠો માહારી દાસીઓ, તમે પેહેરોન દક્ષણી ચીરરે; તમે૦ થાળ ભરી સગ મોતીડે, તમે વધાવો બાવન વીરરે. તમે૦

જોશી માહારાજને મોતીએ વધાવી લ્યો અને ઝવેરનો એક થાળ ભરીને આપો તે શિવાય સોનાં પાઘડી અને હીરા જડીત સોનાનાં કડાં પેહેરાવો. દાસીએ તે પ્રમાણે સર

રવે આપ્યું એટલે જોશી માહારાજ રાજી થઈ પોતાને ઘેર ગયા. રાણી દામાવંતીના હરખની પણ કાંઇ સીમા રહી નહી. તેણે બ્રાહ્મણ, ભાટ, ભવઇયા અને બીજા માગણ લોકોને ધન આપી ખુશી કરયા. હવે કુંવર દીવસે ન વધે તેમ રાતે વધે. એ રીતે સાત વરસની ઊમરના થયા એટલે ભણવા સારૂ મુકયા. ભણી ગણીને માહા વિદ્વાન થયા અને જેમ જેમ મોહોટી ઊમરે થતા ગયા તેમ તેમ હુંશિયારી ચતુરાઇ અને અંગની ખુબી બાહાર નીકળવા માંડી. એક દીવસ જમ રાજાએ પોતાની માનીતી રાણીઓના કુંવરને દરબારમાં બોલાવ્યા અને તેમની ગાદીઓ પોતાની પાસે નંખાવી તે ઉપર બેસાડયા. કુંવરોને જોઈને તમામ સભા લાજવા લાગી અને માહોમાંહે સઉ રાજાથી છાના હસવા લાગ્યા, એટલે ફુલશંગ વજીર વિચાર કરેછે કે આ વખત જો દામાવંતીના કુંવર ગજરો મારૂ હોય તો બધી સભા ઝાંખી પડી જાય પણ રાજાના કહ્યા વગર તેડી કેમ લવાય રાજા ગુસ્સે થાય તે શિવાય બીજી તો કાંઇ હરકત નથી. અર રાજા ગુસ્સે થશે તો થા પણ આ વખત તો કુંવરને તેડી લાવું. એમ ધારી વજીર દામાવંતી રાણીને મોહોલે આવ્યા અને રાણીને કહ્યુ કે બાઈ તમારી પાસે એક ચીજ માગવા આવ્યો છુ રાણી કહે ભાઇ અણમાનીતી પાસે એવી તે શી ચીજ માગવાની છે કે તમે અકાએક માહારે ત્યાં પધારયા. માહારા મોહોલ કરતાં તો તમારા રાજાને ત્યાં જે જોઇએ તે હશે માટે માહારા પાસે જે માગશો તે આપી શકાય તેવી હશે તો હું હાજર કરીશ. માટે કહો તમારે શી ચીજનો ખપ પડયો છે. વજીર કહે બાઈ ચીજ તો કાંઇ નથી પણ તમારો કુંવર રાજા પાસે માહારી સાથે મોકલો એટલી માહારી અરજ છે. રાણી કહે કે માનીતી રાણીઓના છ કું

વરે છતાં માહારા કુંવર વમર રાજાને શું કામ અટકી રહ્યું છે? પ્રધાને કહ્યુ કે રાજાને તો કામ નથી પણ સેહેજ હુ તેડવા આવ્યો છુ કેમકે ત્યાં રાજાના સરવે કુંવર આવી ને બેઠા છે તેમને જોઇને તમામ રઇયત બાઇ ચરેછે મા ટે હુ તેડવા આવ્યો છુ. દામાવંતી કહે ભાઇ રાજાને અ ને માહારે અંટસ છે તે તમે જાણોછો માટે માહારા કુંવ રેને કાંઇ કરે ત્યારે માહારો શો ઉપાય. વજીરે કહ્યું કે જ્યાં સુધી માહારા જીવમાં જીવ છે ત્યાં સુધી ગજરા મારૂનો વાંકો વાળ થવા દેનાર નથી રાણી કહે ત્યારે તમારી સાથે ગાકલુંતુ પણ જો માહારા કુંવરેન કાંઇ થશે તો હુ આપ ઘાત કરીને મરીશ તેથી તમને હત્યા લાગશે, માટે કુંવર ને સંભાળવાની હિંમત હોય તો લઇ જજો. વજીરે કહ્યુંકે તમારે કુવરની કશી ફીકર કરવી નહી, કુંવર માહારા મા થા સાટે છે. પછી દામાવંતીએ કુંવરને કહ્યું કે ભાઈ આ પણા વજીર તેડવા આવ્યા છે તેમની સાથે દરબારમાં જવા માટે સારા શણગાર પેહેરો અને ત્યાં જઇ એવી હું શિયારી બતાવો કે જેથી મારી કુખને ખોબ ન લાગે. ત સાંભળી ગજરા મારૂએ પોતાના શણગાર સજવા માંડ્યાં.

દુહો—કસબી મંડીલ માથે બાંધીયુંરે, કાંઈ શીરપેચ નો ચળકાટરે; કાંઈ૦ કલગી તોરારે માંહી સોભતારે, જે. માં મોતી મણીનો ચળકાટરે. ટ્ટજેમાં૦ જરકશી જામો પેહે રીઓરે, માંહી ઝીણો ઝળકે તારરે; માંહી૦ હીરા જડીત્ર કંઠે હારડોરે, તેની શોભાનો નહી પારરે. તેની૦ સોથ કસી કમર બાંધી છેરે, કાંઇ રેશમીઓ સુરવાળરે; કાંઇ૦ કનક કમરપટો કેડમાંરે, તેમાં ઝોલાં ખાય તરવારરે. તેમાં૦ કેડ માં કટારી છે વાંકડીરે, કાંઈ દીસેછે નાનેરા બાળરે; કાં૦ હાથમાં ઝાંઝીરે ભમર ભાલડીરે, કાંઈ બાંધિ ઢળકતી ઢાલરે કાંઇ૦ અાર ખાસઓ નાંખી શીરમાંરે, કાંઇ ઓળી મૂકયા

છુટા કેશરે. કાંઈ૦ લાંબાં ટુંકારે માફ ડગ ભરેરે, કાંઇ શો ભરે બાજે વેશરે; કાંઇ૦ કામ કુંવર બન્યા માફજીરે, જા ણે તેજ તણા અંબારરે. જાણે૦ ફુલસંગ વજીરની ઝાલી આંગળીરે, કાંઇ માફજી ચાલ્યા દરબારરે. કાંઈ૦

ગજરા માફએ બહુ સુંદર વસ્ત્ર અને હીરા મોતીનાં ઘ રેણાં પેહેરી કમરમાં કટાર અને તરવાર લટકાવી દીધાં છે તેના શરીરની અંદર ખુશબો મઘમઘી રહી છે એવી રી તના ઠાઠ માઠથી માતાને પગે લાગી વજીરની સાથે દરબા રમાં જાયછે, મારગમાં વજીરને પૂછ્યુ કે દરબારમાં પેસવા નો રસ્તો એકજ છે કે બીજો ક્યાંઈ આડો અવળો છે; કારણ કે હું રાજાને નમવાનો નથી અને જો સામો આ- વું તો માહારે નમવું પડે. આ વાત સાંભળીને વજીર ગભ રાયો કે આ માહારી સાથે આવું બોલે છે તો પછી રાજાને શું કેહેશે પણ જેર જે થયું તે ખરૂં એવું ધારી રાજાની બેઠકની પુઠે બારી હતી તે ઉઘાડીને વજીર અંદર ગયા, પછી માફ વિચાર કરે છે કે જો પેહેલુ માથુ ઘાલીશુ તો નમા કેહેવાઇશુ માટે પેહેલા પગ ઘાલીને અંદર જવું. એ રીતે ગજરેમાફ દરબારમાં આવી રાજાની જોડે ઉભો ર હયો ફુલસંગ વજીર પણ રાજાની પાસે બેઠા, કુવરને જો તાંજ સભા ઝાંખી થઇ ગઇ. અંધારી રાતે તારા મંડળ માં ચંદ્ર પ્રકાશી રહે તે પ્રમાણે કુંવરનું તેજ જોતાંજ પ્રધા નને પૂછે છે કે આ કુંવર કોનો છે; ત્યારે પ્રધાને ક- હયું કે માહારાજ આ છ કુંવર જેના છે તેનો એ પણ છે, રાજા કહે માહારે છ રાણીઓના છ કુંવર છે, અ ને વળી આ કુંવર કોનો, પ્રધાન કહે આપની અણમા- નીતી રાણીનો એ છે. રાજા કહે હું તેના મેહેલે જતો ન થી તો કુંવર કેમ પેદા થયો. પ્રધાને કહ્યુ કે માહાદેવની આપેલી સાત કેરીઓ તમે છ માનીતી રાણીઓને આપે-

લી તે રાણીઓએ કેરીઓનાં ગોટલા છોતરાં ફેંકી દીધે-
લાં તે અણમાનીતીને હાથ આવ્યાં તેની રાખ કરીને મા
હારા દેખતાં પીધી તેથી આ કુંવર પેદા થયો છે રાજા
કહે માહારો કુંવર હોય તો માહારી આગે આવી મને સ
લામ કરે. ગજરો મારૂ કહે હું સાત જણ સિવાય બીજા
કોઇને સલામ કરતો નથી રાજા કહે કે માહારાથી ચડીઆ
તા બીજા સાત કીયા છે, ગજરો મારૂ કહે કેઃ—

દુહો—પેહેલી સલામ માહારી માતનેરે, જેણે નવ મા
સ રાખ્યો પેટરે; જેણે૦ દેહી કષ્ટીને ઉછેરીયોરે. માહારી
ઘણીએક કીધી વેઠરે. મા૦ બીજી સલામ જગશર મા
હાદેવનેરે, જેણે પેટમાં ગરભજ દીધરે; જેણે૦ જઠરા અ-
ગ્નિથી મુને જાળવીરે, માહારી રક્ષા ઘણીએક કીધરે. મા૦
ત્રીજી સલામ માહારા પ્રભુનેરે, જેણે બાહાર આપ્યો અ
વતારરે; જેણે૦ જીવતાં લગી જશ આપશેરે, એતો૦ મુવે
ઉતારે ભવ પારરે. એતો૦ ચોથીરે સલામ માહારા રેવંત
નેરે. એતો રણમાં રમાડી લાવે ઘેરરે; એતો૦ ગામ થે-
કી પડે પરગામમાંરે, એની કોઇ ન જાણે પેરરે. એની૦ પાં
ચમી સલામ માહારા ખાંડાનેરે, એતો રણમાં કરે મીઠા
ઘાવરે; એતો૦ દુસ્મન દુર રહે દેખીનેરે, માહારૂ ખુડતુ તા
રે નાવરે. મારૂ૦ છઠી સલામ માહારી ઢાલનેરે, એતો ર
ણમાં હાથા કેરી ઓથરે; એતો૦ દુસ્મન જોઇ ઝડપ ઉડ-
તીરે, માહારી પડતી બચાવે ચોટરે. માહારી૦ સાતમી સ
લામ ધરતી માતનેરે, એનો મુવા જીવતાનો વિશ્રામરે; એ૦
પ્રાણી માત્ર સહુ પેટ ભરેરે, કોઇ જીવતાનું જીવન હામરે.

પેહેલી સલામ માહારી જનેતાને કે જેણે નવ મહીના
સુધી પેટમાં રાખ્યો, પોતે દુઃખ વેઠીને મને મોહોટો ક-
ર્યો. બીજી જગશર માહાદેવને કે જેણે ગરભ આપી જ
ઠરા અગ્નિથી માહારી રક્ષા કરી છે. ત્રીજી જગત કરતા

પરમેશ્વરને કે જેણે અવતાર આપ્યો અને જે જીવતાં સુધી કીરતી વધારી મુવા પછી સ્વરગે લેઇ જશે. ચોથી માહારા રૈવંતને કે જે ગામ પરગામ જઇને શાંજે વનમાંથી ઘેર લાવેછે. પાંચમી સલામ મારી તરવારને કે જે લડાઈમાં દુસ્મનનું દળ કાપીને માહારો જય કરે. છઠી સલામ મારી ઢાલને કે જે દુસ્મનોના સપાટાથી બચાવે, અને સાતમી સલામ ધરતી માતાને કે જેના અંદર મુવા જીવતા સમાય છે અને બધા પ્રાણીઓનો ગુજરો ચાલેછે માટે તેને નમુછું બીજા કોઇને હું નમતો નથી.

કુંવરનાં આવાં વચન સાંભળી રાજાને ઘણું ક્રોધ ચડ્યો અને તેનું મસ્તક છેદી નાંખવા હુકમ કીધો એટલે વજીરે કહ્યુ કે માહારાજ હુ રાણી પાસેથી માગીને લાવ્યો છું તેવો પાછો પોહોચાડવાને કરાર છે માટે ત્યાં પોહોચાડ્યા પછી ગમે તેમ કરજો. એમ કહી કુંવરને લઇ દરબારમાંથી નિકળ્યા. રસ્તામાં આવતાં એક એંસી વરસની ઘરડી ડોસી આવતી દીઠી. એટલે કુંવરે પ્રધાનને કહે છે કે આ ડોસીને અહિં બોલાવો, એને એંસી વરસ થયાં છે માટે સો સવાસો વરસની વાત જાણતી હશે. પ્રધાને વિચાર્યુ કે કુંવર ગાહા ચતુર છે માટે રાજાની પાછળ અંતે આ કુંવરનેજ ગાદી મળશે માટે તેની ચાકરી ફોકટ જશે નહી એવું ધારી ડોસીને કુંવર પાસે બોલાવી કહ્યુ કે ડોસી મા તમને કેટલાં વરસ થયાં હશે? ડોસી કહે કે આશરે એંસી થયાં હશે. કુંવરે કહ્યુ કે ત્યારે તમને સો સવાસો વરસની વાત યાદ હશે. ડોસીએ કહ્યુ કે અવસ્થા થઈ છે તેથી થોડું યાદ હશે. કુંવરે પૂછ્યુ કે આ ગામમાં પ્રથમ રાજ કોનું હતું. ડોસીએ કહ્યુ કે ભાઈ વીરાજી ઠાકોરનું આગળ રાજ હતુ ને આજે તો આ જામ રાજા રાજ કરે છે, કુંવરે પૂછ્યુ કે વીરાજીના વંશમાં હાલ

કોઇ છે. ડોસી કહે બધાં મરી ગયાં પણ સોળેક વરસનો એક છોકરો છે. કુંવરે કહ્યું કે તે છોકરાને તેડી લાવો તો ઠીક એમ કહી ડોસીને દસ મોહોરો આપી. ડોસી દસ મોહોરો દેખીને બહુ ખુશી થઈ અને લાકડી ટેકીને ચાલતી હતી તે પણ મુકી તાકીદથી પેલા છોકરાને કુંવર પાસે તેડી લાવી પછી પોતે ઘેર ગઇ. હવે પેલા છોકરાને કુંવરે પૂછ્યું કે ભાઇ આ શેહેરમાં પ્રથમ રાજ કોનું હતું, છોકરે કહ્યું કે ઘણા વરસ ઉપર તો માહારા ઘરડા રાજ કરતા હતા પણ તેઓનું જોર ઘટવાથી હાલ આ રાજા રાજ કરેછે. કુંવરે કહ્યું કે કાંઇ જાંહાંગીર તાહારા કબજામાં છે, છોકરો કહે રોટલા ખાઉ તેટલાં ગામ બાહાર ખેતર છે અને ગામમાં હજાર વીઘાં ભોંય છે ત્યાં હાલ લોકો ઝાડે ફરે છે પણ રાજા માહારી ફરીઆદ સાંભળતા નથી. કું-રે કહ્યું તું એ જમીન મને વેચાથી આપીશ; છોકરો કહે કે વીઘે એક રૂપીઓ લઇને આપીશ. પછી કુંવરે બજારમાંથી રૂપીઆ અને સેલું, મંદીલ, સોનાનાં કડાંનો સરપાવ આપી દસ્તાવેજ લખાવી લેઈ કુંવર વજીરની સાથે પોતાને ઘેર આવ્યો. રાણી કુંવરને જોઇ બહુ ખુશી થયાં. પછી કુંવરે વજીરને કહ્યું કે કાલ સવારે વેહેલા આવજો પેલી જમીન ઉપર મોહોટો મેહેલ બંધાવવો છે માટે કોઈ હુંશીયાર કડીયા સુતારને બોલાવી જે સામાન જોઇએ તેની યાદ કરાવો. વજીર વારૂ કહી પોતાને ઘેર ગયા. રાણીએ પૂછ્યું કે કેઇ જમીન ઉપર મેહેલ બંધાવોછો. કુંવરે કહ્યું કે આજે આપણે એક હજાર વીઘા જમીન લીધી છે. બીજે દાહાડે ફુલશાંગ વજીરે પોતાના ખાનગી માણસને કહ્યું કે એક મેહેલ બાંધવા સારૂ કોઇ ન જાણે એમ સામાન મંગાવી તાકીદથી કામ ચલાવજો કોઇને કેહેશો નહી કે આ મેહેલ ફલાણાનો છે. એવી શીખામણ દઇને

હુંશીયાર કડીઆ સુતારને પોતે ગજરા મારૂ પાસે બોલાવી લાવ્યા સુતારને મારૂજીએ કહ્યું કે રાજાના મેહેલ કરતાં ઘણો શોભીતો અને મોહોટો મેહેલ કરવો છે માટે તે જમીન સાફ કરાવી ચણવાનું કામ ચાલતું કરો. કુંવરનો હુકમ થતાંજ ફુલશંગ વજીરના માણસોએ સામાન મંગાવી ઝપાટાબંધ કામ ચલાવ્યું. ફુલશંગ વજીર રાજા ન જાણે એવી રીતે ગજરા મારૂનું કારભાર કરવા લાગ્યા; થોડા દીવસમાં મેહેલ થયો તે બહુ શોભીતો અને છટાદાર બન્યો દીવાનખાનાં, રંગમેહેલ, ખડગ મેહેલ અને જનાનખાનું બહુ શોભી રહ્યું હતું; હવા ખાવાને વાસ્તે અગાશીઓ, અને તેની અંદર સુગંધી આપનારા ફુલનાં ઝાડ ગોઠવી મુકયાં હતાં, કચેરીને ચોરૂ દીવાનખાનાં ગલીચાથી મઢી લીધા હતા અને જગે જગે લહેરદાર આરસની બેઠકો કરી લીધી હતી ત્યાં ફુવારા છુટી રેહેવાથી સ્વર્ગના જેવી શોભા તે મેહેલની થઈ રહી હતી. ગજરો મારૂ પોતાના સોબતી છોકરાઓને ભેગા કરી એક રાજાની માફક ઠાઠદાર કચેરી ભરવા લાગ્યા, અને કસુંબાની લાલચે મોહોટા મોહોટા માણસોની ઠઠ મારૂને ત્યાં ભરાવા લાગી. ગજરો મારૂ અફીણ ખવરાવે અને દુધ સાકર પાય તેથી બંધાણીઓ આખો દીવસ ત્યાં ને ત્યાં પડી રેહેતા હતા; અને રાજા જગના રાવણામાં આવનારા રજપૂતો મારૂના રાવણામાં ચડી જતા હતા એથી રાજા જગમે પોતાના પ્રધાનને પૂછ્યું કે આગળી કચેરીના રાવણામાં માણસો ઓછાં આવે છે અને પેલા બંધાણી રજપૂતો કેમ જણાતા નથી, પ્રધાને કહ્યું માહારાજ તેઓ કાંઇક કામમાં રોકાયા હશે અને કોઇ મરી પણ ગયા હશે એમ કહી રાજાને સમજાવ્યો અને મારૂને ત્યાંનો મરમ આપ્યો નહી પણ એક દીવસ પરગામથી બંધાણી ભાટ ગામમાં આવ્યો તેણે એ

કે આદમીને પુછ્યુ કે રાજા રાજ્ય કરે છે કે નહી પેલા આદમીએ તેને બંધાણી ધારીને કહ્યું કે રસ્તામાં એક મોહોટો મેહેલ આવે છે ત્યાં અણગાનીતી રાણીનો કુંવર છે તે તમને અફીણ પાશે. તે સાંભળીને ભાટ મારૂના મેહેલ તરફ આવ્યો; ભાટને આવતા જોઇને ગજરા મારૂએ પોતાના એક માણસ પાસે રેઢોઆ કસુંબાનું તાંસળુ ભરાવ્યું અને બીજાના હાથમાં દુધ સાકર આપી, તેઓ મેહેલ નિચે જઈ ઉભા રહ્યા અને પેલા બંધાણીને આવતાં વાંત તરતજ કસુંબો અને દુધ સાકર પાઇ એટલે ગજરા મારૂના હુકમ પ્રમાણે ત્રીજા માણસે આવીને ભાટને પાઘડી બંધાવી જેથી ભાટ ઘણો ખુશી થયો ને ગજરા મારૂ છજામાં ઉભા રહી જોતા હતા તેમને સલામ કરી ભાટ ગજરા મારૂના જશ ગાતા ગાતા રાજાની કચેરીને રસ્તે થઇ પોતાને મારગે ગયો.

દુહો—પાંડોઓ મેડાંગે ભુલે જંગડેરે, કાંઇ લજવી મારયું બધુ ગામરે: કસુંબો પાનારે અણગાનીતાની કુંવરે, તાહારૂ નવખંડ રેહેશે નામરે. તાહારૂં

ગજરા મારૂની કીરતી સાંભળી રાજાને બહુ ક્રોધ ચડયો તેથી તેણે ગજરા મારૂને દેશ પાર કાહાડવાનો હુકમ કરયો અને જો તે ન જાય તો તેને બાંધીને રાજાના પાસે લાવવા કહ્યું. રાજાની દરબારના તમામ માણસો સાંભળી રેહ્યા પણ મારૂના આગળ કેહેવા જવાની કોઇની હીંમત ચાલી નહી છેવટ બે ચાર મુસલમાન સીપાઇઓ તઇયાર થયા અને તેઓ ગજરા મારૂને ત્યાં રાજાનો હુકમ કેહેવા માટે ગયા. રસ્તામાં જતાં મીઆં ભાઇના મનમાં આવ્યું કે ગજરો મારૂ બહુ ફાંકડો છે તેથી રાજાના પલંગ મુકી તેજ ગાદી ઉપર બેસશે અને આપડે તેના હાથ નિચે ચાકરી કરવી પડશે માટે મારૂને દુઃખ લાગે એ

વું કાંઇ બોલવું નહી. એવો વિચાર કરીને મારૂના મેહેલ પાસે આવ્યા, ત્યાંનો દેખાવ જોતાંજ સીપાઇઓ ઝાંખા પડી ગયા તેઓ એક બીજાને આગળ કરવા લાગ્યા પણ જઇ વાની અને મારૂને બોલાવવાની કોઇની હિંમત રહી નહી; છેવટ એક ઘરડો ડોસો આગળ થયો અને મારૂની કચેરી- માં ગયો જ્યાં બંધાયેલી રજપૂતાની કચેરીની ઠઠ ભરાઇ છે, વાતના ગપાટા અફીણના સપાટા અને ઉપરે શેરડી સા કરના ઝપાટા ચાલી રહ્યા છે, બીજા તરેહ તરેહના મેવા અને મીઠાઇઓના થાળ ભરી પડ્યા છે જે જેને પસંદ પડે તે ખાય છે અને મારૂના વાહ વાહ થઇ રહી છે એ બધાની વચે ઉંચો ગાદી ઉપર શોભીતું શીંહાસન નાંખી ને મારૂ તે ઉપર બેઠા છે, અને આજુ બાજુએ મશ્ક- રાઓ ખુબ મશકરી કરી મારૂને રાજી કરેછે એટલામાં પે સો ઘરડો સીપાઇ આવીને કેહેછે કે માહારાજ આપના પી તાએ તમને દેશપાર કરવા સારૂ હુકમ કર્યો છે જે તમ ને રાજા પાસે લેઇ જવાનો અમને હુકમ થયો છે. મારૂએ કહ્યું કે જાઓ તમારા રાજાને કહો કે હું તમારા રાજમાં વસતો નથી માટે તમારો હુકમ હું માનતો નથી પણ કર મમાં લખ્યું છે તેથી હું માહારી મેળે બાર વરસનો થઇશ ત્યારે વનવાસ જઇશ, પણ જો તમારે મારવાનું જોર હોય તો હું લડવા તઇયાર છું. સીપાઇ સલામ કરી રાજા પા- સે આવ્યો અને કુંવરના કહેલી વાત કહી તે સાંભળી રાજા ફીકરમાં પડ્યા અને પ્રધાનને પુછ્યું કે આ કુંવર શુ કેહેછે, પ્રધાન કહે મહારાજ તે ખરૂ કેહેછે કેમકે તે તો અસલ રજવાડાની જમીન વગાતી લેઇ ત્યાં મેહેલ બાં ધી રહ્યો છે માટે તેના ઉપર તમારી સતા નહી, વળી મોસાળનું જોર ભારે છે માટે લડવામાં પણ પોહોચી શકા શે નહી. તે સાંભળીને રાજા છાના રહ્યા મનમાં વિચા-

રેચું કે માહારો પ્રધાન પણ તેની તરફમાં છે તો પછી લ ડીને શુ કરવું, એમ ધારી રાજા છાના રહ્યા. ગજરો મા રૂ મેહેલમાં ચમન કરેછે અને પોતાને પરદેશ જવાનો કે ટલો વીલંબ છે તે જન્મોતરીમાં જુવેછે. એમ કરતાં કું વર અગીઆર વરસના થયા એટલે રાણી દામાંતીના પે ટમાં ફાળ પડી કે હવે વરસ દાહાડા પછી કુવર પરદેશ જ શે માટે અગાઉથી પરણાવીને લફરામાં નાંખુ કે કાંઈ કર તાં સંસારના છંદમાં પડને તે પરદેશ જવું છોડી દે અથ વા જાય તો તે જતદી પાછો ઘેર આવે, કુંવારો હશે તો તેને ઘેર આવવાનું મન થશે નહી એમ ધારી રાણી દામા વંતીએ બ્રાહ્મણને બોલાવ્યો.

દુહો—બ્રાહ્મણ વીરા તુને વીનવુરે, તુંતો જાએ જો ગા મા ગામરે; તુંતો૦ કુંવર જેવી કન્યા લાવજેરે, માહારૂ એટલુ કરજે કામરે. માહારૂ૦ રૂપે ગુણેરે કાંઈ શોભતીરે, તેમાં ન હોય ખાંપણ કે ખોડરે; તેમાં૦ જેવી માારૂર મા હારો માહી રહેરે, તેવી મેળવ જુગતે જોડરે. તેવી૦ ગુણ નહી ભુલુરે હુતો તાહરોરે, તને રાખીશ માહારી પાસરે; તું૦ મન આપૂરે જોઈએ એટલુરે, તાહારી પુરીશ હુના આશરે. તાહારી૦

જોશી મહારાજ કુંવરને વાસ્તે એક રૂપ ગુણનો ભં-ડાર કન્યા સોધી લાવા કે જેના પર મોહાને કુંવર કદી પ રદેશ જાય નહી એ કામ થયેથી હુ તમને બહુ ખુસી ક-રીશ. બ્રાહ્મણે કહ્યુ કે હાલ તરત મને સો રૂપીઆ વાટ ખરચી માટે આપો. રાણીએ રૂપીઆ સો આપ્યા તે લ ઇને બ્રાહ્મણ રસ્તે પડયો. હવે કમળાવતી નગરીમાં ગુલા-બસંગ રાજાને ઘેર એક કુંવરી ગજરા મારૂને લાયક છે, અને તે કુંવરીને કાને ગજરા મારૂની વાત આવેલી છે, તેથી તેણે ગજરા મારૂ શિવાય બીજાની સાથે નહી પરણુ

વાનો નિશ્ચય કીધો છે અને તે ગજરાં મરૂની ઝંખના કરતી બરૂએ બેઠી છે. હવે પેલો બ્રાહ્મણ ભટકતો ભટકતો તે નગરીમાં ગયો અને રાજાના મેહેલ નિચે થઈને જાય છે. ત્યાં કુંવરીના સામું જોઈ ઉભો રહયો. પેલી કુંવરીની નજર પણ બ્રાહ્મણ ઉપર ગઈ એટલે તેના મનમાં આવ્યું કે આ મુસાફરને માહારી સાથે કાંઇ કામ હોય એવું જણાય છે તેથી તેને ઇશારત કરી પોતાના મેહેલ પાસે બોલાવ્યો અને પૂછ્યું કે—

દુહો—કીયારે મુલકથી તમે આવીયારે, તમે કીયા મુલકમાં જાઓરે; તમે૦ કોની જુઓછો તમે વાટડીરે, તમે કોના સારૂં બેઠા થાઓરે; તમે૦

તમે ક્યાંથી આવ્યા અને ક્યાં જશો ક્યારના બોલ્યાચાલ્યા વગર ઉભા રહી કોની વાટ જુઓછો બ્રાહ્મણે કહ્યું કે—

દુહો—ઉતર ખંડથી અમે આવીયારે, કાંઇ મુલક જોવાને કાજરે; કાંઇ૦ જોયું નગર રૂડું શોભતુંરે, તમાં રૂડેરૂ ચાલેછે રાજરે. તેમાં૦

અમે ઉતરખંડથી આવ્યા છીએ; કાંઇ કામ નથી પણ નગર નીરખતા ફરીએછીએ. આ શેહેરમાં અમારે કોઇની પીછાન નથી પણ નવી પીછાન કરવી છે. એ સાંભળી ચંપાદેએ ધારયું કે આ કોઇક રાજાનો લગનીઓ કન્યા શોધવા આવ્યોછે તેને સમ દેઇને પુછું કે તમે શા કામે આવ્યાછો

દુહો—શારે કામે તમે આવીયારે, તમે સાચુંરે બોલજો આપરે; તમે૦ જુઠું બોલો તો માહારા સમ છેરે, તમને સ્ત્રી હત્યાનું પાપરે. તમને૦

માહારાજ તમે અમારા નગરમાં શા માટે આવ્યા છો તે ખરેખરૂ ન કહો તો તમારે માથે સ્ત્રી હત્યાનું પાપ છે

દુહો—સાચું કેહેતારે રાણી સત ચઢેરે, તમને મોહરૂપી વાગશે બાણરે; તમને૦ ધઢમાડગથી હું તો આવીયારે,

કાંઈ કન્યા જોવાને કાજરે. કાં૦ કોઈ નથી એવો જનેતા
એ જનમી એરે, કોઈ નથી સાંભળ્યો કાનરે; કોઈ૦ નામ સાં
ભળતાં નારી ઢળેરે, કાંઈ વાગે મોહનાં બાણરે. કાંઈ૦

બ્રાહ્મણે કહ્યું કે માંડવગઢના જામ રાજાના કુંવરને મા
ટે કન્યા શોધવા અહીં આવ્યો છું. કુંવરનું નામ દેઉ તો
તેના ગુણ અને રૂપનું મોહ બાણ વાગીને તમે મુરછાંગત થ
શો. એવો પુરૂષ કોઈએ કાને પણ સાંભળ્યો નહી હોય. તે
સાંભળતાંજ કુંવરીને પોતાના હઈઆનો હાર ગજરો મારૂ યા
દ આવ્યો. અને આ બરાહમણ જેના તારીફ કરે છે તે
પોતાનો પ્યરો ગજરો મારૂ હશે એમ ધારી તેનું નામ
જાણવા સારૂ બરાહમણને ફરી કહ્યું કે—

દુહો—કેઈ જનેતાએ કુંવર જનમીઆરે, એવા કીયા
રાજનો કુમારરે; એવો૦ સાચુ બોલ વીરા સતવંતારે, તને
આપુ એકાવન હારરે. તુને૦ વચન સુંણીને વીહળ થઈરે
માહારૂ મનડુ તે ના રહે ધીરરે; માહારૂ૦ વરમાળા ઘા-
લુ હુંતો હેતશુરે, કરી આપુ નણંદ કેરો વીરરે. કરી૦

માહારાજ તમારે મોહોડે વખાણ સાંભળીને મને ધીર-
જ રેહેતી નથી; હું તેને વરમાળ આરોપી માહારો માનીતો
કરી લેવા આતુર થઈ રહી છું માટે તમે જેનાં વખાણ ક
રયાં તેનું નામ કહો.

દુહો—કુંવર છે રાજા જામનોરે, એનું ઘડ માંડવ છે
ગામરે; એનું૦ અણમાનીતીનો દીકરોરે, એનું ગજરો મા
રૂજી નામરે. એનું૦ પુન્યા હશે તે નારી પામશેરે, કાંઈ
ગજરો મારૂજી ભરથારરે; કાંઈ૦ સફળ જનમ થશે તેહનો
રે, તેના ભાગ્ય તણો નહી પારરે. તેના૦

માંડવગઢના જામ રાજાની અણમાનીતી રાણીનો કુંવર
ગજરો મારૂની સગાઈ કરવા સારૂ હું આવ્યો છું જેણે બ
હુ તપ કરયો હશે અને જેના ભાગ્યનો ઉદય હશે તેજ ગ

જરા મારૂ પાનશે. કુંવરીએ પોતાના મનમાં ધારી રાખે
લા ગજરા મારૂની ખબર સાંભળીને ઘણું હરખ થયો અ
ને પેલા વેવીશાળીઆ બ્રાહ્મણને પોતાના પીતા પાસે મો
કલ્યો. બ્રાહ્મણે દરબારમાં જઈને વીવાની વાત કહી એટલે
રાજા રાણી બેને પૂછવા જનાનખાનામાં ગયા અને કુંવ-
રીને પણ ત્યાં બેસાડી પૂછી જોયું. કુંવરીએ કહ્યું પીતા
જી વર જોઈને વીવા કરજો. રાજા કહે બેટા વર તો સા-
રો છે પાબુ અણુમાનીતાનો કુંવર છે એટલે રાજાને મન
ઉતારો થયો છે પણ તેના મામા ઘણા જબરા છે. રાણી
એ પણ વીવા કરવા હા કહી એટલે રાજાએ દરબારમાં આ
વી પોતાની કુંવરી ચંપદેનો વીવા ગજરા મારૂ સાથે કરયો
બ્રાહ્મણ વીવાની વધાઈ લઈને દમાવંતી રાણી પાસે આ
વ્યો અને સઘળી વાત કહી તે સાંભળીને રાણી ખુશી થ
યાં અને બ્રાહ્મણને બહુ ધન આપી ખુસી કરયો. હવે
જામ રાજા બહુ ફીકરમાં રહેછે. એક દાહાડો ક્રોધ આવ્યા
થી પોતાની દાસીને કહ્યું કે તું સારના પોહોરમાં કાળો
પોશાક અને કાળો ઘોડો ગજરા મારૂના મેહેલ આગળ
મુકીને આવતી રેહેજે, જો તે ટેકવાળો હશે તો એક ઘ
ડી ગામમાં ઉભો નહી રહે. દાસીએ રાજાના હુકમ પ્રમાણે
કર્યું. સવારના પોહોરમાં સુતો ઉઠીને મારૂ ગરૂએ આ-
વ્યો તેવોજ પેલો ઘોડો અને પોશાક તેની નજરે પડ્યાં,
તે જોઈને વિચારયું કે રાજાનું જોર ન ચાલ્યું ત્યારે આ-
જ મને ગડીઆળથી દેશવટો દીધો માટે જો હું ન જાઉ
તો માહારી જનેતાની કુખને એબ લાગે માટે માહારા બા
પનો હુકમ માની પરદેશ નીકળવું જોઈએ એમ ધારી પો
તે દાતણ પાણી કરી જનમોતરીમાં જુવેછે તો તેજ દી-
વસે વનવાસ જવાનું ટાંકણું આવી રહ્યું છે તેથી તરત પો
તાના રેવંતને તઈયાર કરી શમ વસ્ત્ર પેહેરી પોતાની મા

પાસે રજા લેવા આવ્યો. કુંવરને આવતો જોઈ રાણીના પેટમાં ફાળ પડી અને આંખમાં આંસુ લાવી કુંવરને પૂછ્યું કે—

દુહો—કોનાં ફોડ્યાંને કોનાં ઢોળીઆંરે, કુંવર કોનો કરયો ભંજવાડરે; કુંવર૦ કાળે ઘોડેને કાળે લુગડેરે, જોઈ લાજી મરે રજવાડરે. જોઈ૦

ભાઈ તેં કોનું બગાડ્યું છે કે તેણે તને માનભંગ કરયો તે મને કહે. માહારા ભાઈ ઘણા જબરા છે તેઓને લાંછન લાગશે ને સાલસુલાના બેનના છોકરાને વારે કોઈ ચડનાર નથી એમ ગણાશે માટે જેણે તને દુભવ્યો હોય તેનું નામ દે એટલે હું તેનું જડામુળ કહાડી નાંખીશ. કુંવરે વિચારયું કે જો હુ રાજાનું નામ દેઈશ તો મહારા મામા પાસે રાજાને હેરાન કરાવશે માટે માહારો કરમનો વાંક કાહાડુ જેથી કોઈને દુઃખ ન થાય એમ ધારી કુંવરે કહ્યું કે

દુહો નથી ફોડ્યાને નથી ઢોળીઆંરે, મેંતો નથી કરયો ભંજવાડરે; મેંતો૦ કાળે ઘોડેને કાળે લુગડેરે, આવી પોહોચી કરમની આડરે. આવી૦ જોશીએ કીધી જનમોતરીરે, એમાં લખીયા હતા લેખરે; એમાં૦ બારે વરશ રે.વન ચાલીઓરે, તેમા મીઆ ન થાય મીન મેખરે. તે૦ માટે માહાડીરે તમે માવડીરે, મુજને ઝટપટ આપજો શીખરે; મુજને૦ ઘડીએ ગમતું નથી શેહેરમારે, હુતો દેખુ હળાહળ વીખરે. હુતો૦

મેં કોઈનો બગાડ કરયો નથી, પણ માહારા કરમે મને આ ઘોડો ને પોશાક મોકલ્યો છે, માહારી જનમોતરીમાં બારમે વરશે પરદેશ જવાનું લખેલુ છે. માતાજી વિધાત્રાના લેખ મીથ્યા થવાના નથી, માટે જલદીથી મને રજા આપો. કુંવરનાં વચન સાંભળી રાણીની આંખમાં ચોધારે આંસુ ચાલ્યાં જાયછે, અને કાયા કંપી રહી છે.

દુહો—તમારે ચાલ્યા માહારૂ ચાકરીરે, અમને કોનો દાસો

આધારરે; અમને૦ દુખની વાતો કોને કીજીએરે, માહારી કોણજ કરશે સાહાયરે. માહારી૦

રાણીએ કહ્યું કે કુંવર તું મને કોને આધારે મુકીને પરદેશ જાઓછો?

દુહો—તમને સુંપીશ સમરથ સાસરારે, તમનેરુ સોંપી મછરીયાની વાટરે; તમને૦ અહિંઆં રહો તમે સુખથારે, પીયર ગયે મટે ઉચાટરે. પીયર૦

મા ા અહિંઆં સરવે વાતે સુખ છે, અને પીયરમાં માહારા મામા સમરથ છે માટે તમને દુઃખ પડે એમ નથી

દુહો—સાસરીઆમાં મારૂ માહારે રૂસણારે, માહારા પીયરમાં ભોજાઇ લાંઠરે; માહારા૦ રતન સમોરે કુંવર જાય છેરે, માહારા જીવતરે ઉઠી વાટરે માહારા૦

ભાઇ તને ખબર છે કે તાહારા પીતાનું હેત માહારા ઉપર કેટલુ છે કે તે સુખે હુ તાહારૂ દુઃખ વીસારીને અહિં રહુ માટે તને તો જવા નહી દેઉ, એમ કહી રાણી રૂવેછે. કુંવરે જવાની બહુ હઠ કરી એટલે રાણીએ વિચેરયું કે હવે તે રાખ્યો રેહેવાનો નથી પણ જો આજની રાત રાખીને રાતની રાતમાં માહારા ભાઇને તડાવું ને કુંવરને કન્યા પરણાવું તો કદાચ મોહમાં લપટાઈને રહે, એવું ધારી માહરૂને કહ્યુ કેઃ—

દુહો—આજનો વાસોરે રહો મોહોલમારે, તમને વાહાણામાં દઇશું શીખરે; તમને૦ નારે કહે જો તમે નીસરોરે, કાંઈ ઘેળી પીઉ હુતો વીખરે. કાંઈ૦

તાહારે જવું હોય તો કાલે જજે હુ ખુશીથી જવા દઇશ માહારૂ કહ્યુ નહી માનો તો હુ ઝેર ખાઇને મરીશ. એ રીતે માતાનો આગ્રહ જોઇ પોતે એક દીવસ રેહેવાનું હા કહી. સાંજ પડતાં રાણીએ કુંવરને પરેહ્યાવવાના તરખડ કરવા માંડી. રાણીએ વિચાર કરયો કે રાતની રાતમાં ગામ

લેવું છે તેથી માણસના પગથી કે ઘોડાથી તો નહીજ જની શકે. માટે હ..ર ગાઉ ચાલી શકે તેવી સાંઢ હશે તો-જ કામ થશે એમ ધારી રાણી રબારીવાડામાં આવી ને રૂડીઆ રબારીને બોલાવે છે.

દુહા - રૂઢીઆ રબારી વીરા વીનવુંરે, હુંતો તજથી ના-નેરી લાગુ બેહેનરે; હુંતો૦ કામ પડ્યુ વીરા એપટીરે, માટે આવીઉં માજમ રેનરે. માટે૦ ઝટપટ ઉઠી તું તો જાગજે રે, કાંઈ લાવી માહારા પર મેહરે; કાંઈ૦ માંગ્યા માગ્યાં મુલ આપી મરે, તું જાણે જો અમનગર શેહેરરે. તુ૦ કુંવર વીદેશી માહારો જાયછે રે, કાંઈ જોબન લાગે પેશરે; કાંઈ૦ સાબાસુઝાને જઈને એમ કેહેજોરે, તાહારો ભાણુંજ જાય પરદેશરે. તાહારો૦

રુડીઓ રબારી રાતા ગણ ફુલની સેજમાં ભર ઊંઘમાં સુતા છે ને એની સ્ત્રી પગ દબાવે છે, એવામાં રાણી-નો અવાજ રબારણને કાને પડ્યા તથા રાણીને કહ્યું કે-

દુહો—ટાઢી રાતેરે તુંતો ટળવળેરે, કાંઈ સાર તાહારો બધ રાખરે; કાંઈ૦ રબારી ગયા છે એમને સાસરેરે, એમની ડાબેલા દુખેછે આખરે. એમની૦

માહારા ધણી તો ઘેર નથી સાસરે ગયા છે ને ત્યાં આંખો દુખતા આવી છે. તે સાંભળી રાણીએ વિચ કે જો સાસરે ગયો હોય તો આંખો દુખે છે આવી ખબર અહિંઆ શી રીતે પડે માટે મુકરર રબારી ઘરમાં છે પણ ઊંઘમાંથી ઉઠાડવો પડે માટે તે જુઠું બોલે છે. પ-ણ એને જો કાંઈ લાલચ આપું તો તે જરૂર ઉઠાડશે એમ ધારીને તેને રાણીએ કહ્યું કે —

દુહો—રબારીને આપું માથા મોતીયુંરે, તને આપું તે નાસર હારરે; તે૦ ઝટપટ જગાડ તું તો તેહનેરે, કાંઈ કામ પડ્યું દરબારરે _ કાંઈ૦

કે ભાઈ તું એને જલદી જગાડ, દરબારમાં કામ પડયું છે તેથી આટલી રાતે તેડવા આવી છુ. દરબારનું નામ સાંભળીને રબારણે પોતાના ધણીને જગાડયો અને કહ્યું કે આટલી રાત સરકારનું તેડુ કેમ આવ્યું છે. રબારી બેઠો થયો અને જવાબ દીધો કે આપણા ચાકરોએ કોઈના ખેતરમાં સાંઢ ચાર્યો હશે એવુ ધારો ચાકરને પૂછે છે.

દુહો—કેણી મેર ગાયો ભેશો ચારીઓરે, તંતો કેણી મેર ચારી છે સાંઢરે; તંતો૦ કેનાં ખેતર ખળાં ભેળ્યાંરે, ભૂંડા કેનો કરયો ભેલવાડરે. ભુંડા૦ કેનું ખાધુ ને કેનુ નું બોટીયુંરે, તુતો સાચેરી કેહજે વાતરે; તુંતો૦ દરબારે તેડુ મને મોકલ્યુંરે, ભૂંડા ગળતી માજમ રાતરે. ભુંડા૦

આજે આપણા ઢોરે કોઈના ભગાડ કરયો છે કે દરબારમાંથી અત્યારે તેડુ આવ્યું છે. ચાકરે કહ્યું કે –

દુહો—ઉગમણી ગાયો ભેશો ચારીઓરે, મેંતો આથમણી ચારી છે સાંઢરે; મેંતો૦ કોઈનાં ખેતર નથી ભેળ્યાંરે, કોઈનો નથી કરયો ભેલવાડરે. કોઈનો૦

કોઈના ખેતરમાં ઢોર જવા દીધુ નથી, રાજા તો કાંઈ કાંઈ કામ સારૂ બોલાવતા હશે. પછી રડાઓ રબારી નીચે ઉતરયો એટલે રાજાના રાણી દામાવતીને દીઠી; રબારીએ કહ્યુ કે આટલી રાતે એકલાં માહારે ઘેર કેમ પગલાં કરયાં. રાણી કહે ભાઈ તાહારૂ કામ પડયુ છે ગજરો મારૂ દેશવટે જાય છે માટે તું અમનગરે જઈ માહારા ભાઈને રાતની રાતમાં તેડી આવે તેવી જોરાવર સાંઢ હોય તે લેઈને જા. તે સાંભળી રબારીએ કહ્યું કે--

દુહો—ત્રાગુસેને સાઠ માહારે સાંઢણીરે, તેમાં ગગા જમનાની જોડરે; તેમાં૦ મન વેગે પવન વેગે ચાલતી૦, તેમાં ન મળે આપણ કે જોડરે. તેમાં૦ અષાડ જોતા ધીની જાળહળેરે, તેને ધુપ અગર બહુ થાયરે; તેને૦ ચારો

ઞરે નાગરવેલનોરે, તેતો પલકે જોજન જાયરે. તેતો૦ ધાડી એપે હુંતો પરવરૂરે, તમે મનમાં રાખજો ધીરરે; તમે૦ અ મનગર પેહોચુ પલકમાંરે, તેડી લાવુ તમારો વીરરે. તેડી૦

ગાહારે ઘેર ત્રાણસેં ર૦૦ સાંઢો છે તેમાં ગંગા જમનાંનો જોડો મનવેગે પવનવેગે જાય છે તેના મોં આગળ ખુપ દીપ અને અખંડ ધીની જોતો બળે છે. તમારે ફીકર કરવી નહી હમણાં તેડીને પાછો આવું છુ એવું સાંભળીને રાણી ખુશી થયાં અને કહ્યુ કેઃ—

દુહો—રસ્તે જતેરે જોખને જાળવીરે, ભુલા અંધારી રાતનું કામરે; ભુંડા૦ વાલેશરા વીરા હતો પાધરોરે, તોતે ઘાલી જવા કેરી હામરે. તો૦ ગુણ નહી ભુલુ હુંતો તાહેરોરે, કાંઈ ગુણ ઓશીંગણ થાઉરે; કાંઈ૦ કડાં કડીને સેલાં પાઘડીરે, સવા લાખ સોનઈયા દેઉરે. સવા૦

ભાઇ અંધારી રાતે જોખને જજો તમારો ગુણ હુ નહી ભૂલુ. સવા લાખ સોનાની મોહોરો આપીશ એમ કહી રાણી પોતાને મેહેલ આવ્યાં અને રબારીએ સાંઢને શણગારવા માંડી.

દુહો—સાંઢની કેડે સોના સાંકળીરે, એને ઉર એકાવળ હારરે; એને૦ પાએ તોડા જોને ધુઘરારે, પાય ઝાંઝરનો ઝમકારરે. પાય૦ સોના રૂપાનો કાંઠલોરે, કાંઈ રત્ન જડીત્ર પલાણરે; કાંઈ૦ હીરા જડીત્ર એનો મોયડોરે, જાણે ઝળકે સુરજ ભાણરે. જાણે૦ કસની પાઘ ઝાલી હાથમાંરે, કાંઈ રૂડીઓ થયો અસવારરે; કાંઈ૦ ગોળો છુટયો જાણે ગોફણેરે. તેમ સાંઢ ચાલી સમકારરે. તેમ૦

તરેહવાર અને ભાતભાતના શણગાર સજીને પોતે સાંઢ પર અસ્વાર થયો, પછી જેમ ગોફણમાંથી ગોળો છુટેછે તેમ સાંઢે ચાલવા માંડયુ. જતાં જતાં અમનગર પાસે આવ્યું ગોટલામાં સમસમ કરતી રાત ચાલી જાયછે તેને ર

આઇીએ પુછ્યુ કે હે માસી ક્યાં જાય છે ત્યારે રાત કહે હુ તો વાહાણું વાવાને જાઉંછુ. રૂડીએ વિચારયુ કે જો રતન કામ કરૂ તો પછી વાહાણુ વાવાની ફીકર મટી જાય. એવું ધારી ભાએ ભોંય નાંખી દીધો અને રાતને કહ્યુ કે માસી માહારો ચાખડો આપો. રાત કહે મને તો વાર થાય છે તેથી તું તાહારી મેળે લે: રમાઇએ કહ્યું કે હુ સાંઢને બેસારીશ ત્યારે માહારાથી નિચે ઉતરાશે અને તમે તો ઊંચો હાથ કરી આપી શકશો. પછી રાત ચાખડો લેઇ ઊંચો હાથ કરી આપેછે એટલે રૂડીએ રાતનું કાંડુ ઝાલી સાંઢ ઉપર ખેચી લીધી અને પોતાની ગાંડ તળે દાબીને તેના ઉપર ચડી બેઠો. વાહાણુ વાવાની ફીકર મટી ગઇગય ને રૂડીબો અમનગર આવી પોહોચ્યો ત્યાં દરવાજા બંધ દીઠા એટલે દરવાનને કહ્યું કે:—

દુહો—દરવાન વીરા તને વીનવુંરે, માહારે જાવુ છે રાજાની પાસરે; માહારે૦ ઝટપટ મને શેહેરમાં ઘાલનેરે, પછી દરવાજો તાહારો વાસરે પછી૦

દરવાજો ઉઘાડ માહારે રાજાનું કામ છે.

દુહો—બંધ દરવાજે નવ ઉઘડેરે, કાંઇ કુંચીઓ પડી દરબારરે; કાંઇ૦ રાત રેહો શેહેર બારણેરે, સુતા ઉઠી આવોને સવારરે. સુતા૦

દરવાને કહ્યું કે વાહાણુ વાતાં આવશો તો દરવાજો ઉઘાડશે હમણાં ઉઘાડવાનો હુકમ નથી અને કુંચીઓ દરબારમાં જાય છે. રમાઇ વિચાર કરે છે કે આપણે તો રાતની રાતમાં જવું છે અને આ તો વાહાણુ વાએ દરવાજો ઉઘાડવાનો વાયદો કરેછે માટે આપણું કામ શી રીતે પાર પડશે એમ ધારી દરવાનને કહ્યું કે.—

દુહો—ભળી ભળી લાગુ તાહારે પાવલેરે, જઇ દરબારને જગાડરે; જઇ૦ વેહેરો લાવ્ય તુતો કુંચીઓરે, કાઇ દરવા-

જો ઉઘાડરે. કાંઈ૦

આજ દરવાન હું પગે લાગુંછુ તું દરબારને જઈને જગાડ, અને કુંચીઓ લાવી દરવાજો ઉઘાડ. દરવાને કહ્યું કે કદી રાજા ગામ બાહાર રહ્યા હોય તો પણ રાતે દરવાજો નહી ઉઘડે. આવો જવાબ સાંભળી રબારી ફીકરમા પડયો અને સાંઢ ઉપર નીસાસો મુકી સાંઢને કહ્યું કે.--

દુહો--ફટરે ચેઝારી ફટ પાપણીરે, મે તો તાહારો કરયો વિશવાસરે; મેંતો૦ ગોપ કરી સહુ જાણી ગયરે, દામ મળવાની નથી આશરે. દામ૦

હે ભૂંડી તાહારો વિસ્વાસ કરવામાં હું નીરશ થયો. હવે રાતના રાતમાં જવાશે નહીં. જો કોઇ એકલો હોત તો તને ચેકાવત પણ પાંછળ માંહાડી બાઈ છે માટે લાગ ફાવે તેવું નથી એમ કહી રડવા માંડ્યું. રૂડીઆન શોકાતુર જોઇને સાંઢને દયા થઈ અને તે બોલી.

દુહો--મુજને છતાં શા તને સોચનારે, કાંઇ આવડો દુખી શીદ થાયરે; કાંઈ૦ અહિંથી ઉડીને જાઉ આકાશમાંરે, તેની ખબર ઘડીમાં કહુંરે તેની૦ તાણીને બીડ તગતા જણોરે, કાંઇ ઢળેરી મેલજે લગામરે; કાંઇ૦ એતરવા એક પાછી ફેરવરે, મુને ચેકાવ જોઇ રૂડો લાગરે. મુને૦ કોટના પાડું હું તો કાંગરારે, ચેકી જાઉ સમુદ્ર પારરે; ચેકી૦ અહિથી તજપીને હું તો ઉછળુરે, કાંઇ જઇ પડુ શેહેરના મહરે. કાં૦

હે રૂડીઆ એક એતરવા પાછી લેઇ જઇને તું મને ચેકાવ, એના કાંગરા અને બાઈ સુધાં કુદીને હું શેહેરમા જઈશ. રૂડીઆને હિંમત આવી અને સાંઢ ચેકાવી તે સાલાસુલાની પોળે જઇને ઉભી રહી, રૂડીઆએ પોળીઆને જગાડી કહ્યુંકે

દુહો--પોળીઆ માહારેરે તુંતો બંધવરે, કાંઇ સાલા સુલાને જગાડરે; કાંઈ૦ કામ માહારે છે ઘણું ઓપટીરે, તું તો ઝટપટ પોળ ઉઘાડરે. તુંતો૦

પોળ ઉઘાડ અને સાલાસુલાને જગાડીને કહે કે—

દુહો—સાલાસુલારે તમને વીનવુરે, કાંઈ લળી લળી લાગુ પાયરે; કાંઈ૦ ધઢ માંડવથી હું તો આવીયોરે, ભુને વાર ઘણીજ થાયરે. મુને૦ માટે વેલેરા તમે ઉઠજોરે, કાંઈ તત્પર થાઓ નરેસરે; કાંઈ૦ દામાવંતીના દીકરાને, એના તાત આપ્યા પરદેશરે. એના૦ માટે રાણીએ મને મોકલ્યો, કહેજો ભાણેજ જાય વીદેશરે; કહેજો૦ અત્યારે આવીને તમે રોકજો, કુંવર હજુએ છે બાળે વેશરે. કુંવર૦

રૂડીયાનો અવાજ સાંભળતાં સાલાસુલા જાગી ઉઠ્યા, ને નીચે આવીને રૂડીયાને પૂછ્યું કે ભાઈ શું છે? રૂડાએ કહ્યું કે ગજરા મારૂને એના બાપે દેશવટો દીધો છે માટે તે સવારમાં જવાનો છે તેથી તમને તેડા આવ્યો છું એવું સાંભળીને સાલાસુલા ઘણો દીલગીર થયા અને તત્યાર પછી સાંઢ ઉપર બેઠો. રૂડાએ સાંઢ બેસાડીને પવનવેગે મુકીને માંડવધઢ આવી જ્યાં દામાવંતી રાણી ભાઈને જોઈ રાજી થઈ અને રબારીને ધન આપીને રાણીએ ભાઈને કહ્યું કે ભાઈ આતો સવારનાં જવાનો છે, આનો વીવા કમળાવતી નગરીના રાજાની કુંવરી સાથે કરેલો છે માટેત્યાં રાતની રાતમાં લેઈ જઈને પરણાવી આવો તો તે કોક દીવસ પાછો ઘેર આવશે. રાણીના ભાઈએ રબારીને કહ્યું કે ભાઈ આટલુ કામ કરવાની હિંમત ધાલો તો ઠીક. રબારીએ કહ્યુ કે મારા જીવમાં જીવ છે ત્યાર સુધી તમારો તાબેદાર છું. પછી મામાએ મારૂને જગાડ્યો અને કહ્યુ કે ભાઈ મારે ઘેર આલો. મારૂ કહે કે મારે તો સવારમાં પરદેશ જવું છે, મામાએ કહ્યુ કે આપણે ઘેર બધાને મળીને જજો. એવું સમજાવી સાંઢ ઉપર બેસાડી સાંઢને ઉડાડી તે કમળાવતી નગરીમાં આવી પોહોચી. મામાએ રાજા પાસે જઈને કહ્યુ કે અમારા ભાણેજના બાપે એને દે-

શવટો દીધો છે માટે તમારી કુંવરીને પરણાવી દો કેમકે તે હાલ પરદેશ જવાનો છે. એવું સાંભળીને રાજા દીલગીર થયા અને વિચાર કર્યો કે કોઇ ગરીબ ગરબો હોય તો પરણાવવાની નાએ કહીએ પણ આતો સાબાસુબા અને જામ બહુ જબરા છે એટલે તેમને ના કેમ કેહેવાય. પછી પોતે રાણી પાસે જઇને કહ્યું કે ગજરામારૂના બાપે એને દેશવટો દીધો છે માટે તે અહિં પરણવા સારૂ આવ્યો છે. રાણી કહે કે એવી રીતે કન્યા કેમ દેવાય, રાજા કહે એ આપણાથી ના ન કેહેવાય કુંવરીને પુછીએ તે શુ કેહે છે

દુહો—જાન આવી ઘર માંડવથીરે, કાંઇ પરણવાને કાજરે; કોઇ૦ પીતા એનાએ આપ્યો દેશવટોરે, કાંઇ વીદેશી જાશે કાલરે. કાંઇ૦ રાજકુંવર પરણી તુજનેરે, તેતો હવડાં જાશે વનવાસરે; તેતો૦ લખ્યું હશે ત્યારે આવશેરે, તમે મુકો પરણવાની આશરે. તમે૦ રાજકુંવર પરણ્યા જાણતારે, કાઢેલ મેડી ચાલીશ પાનરે; મેહેલ૦ તેનો રેહેશે તને ઓરતોરે, કાંઇ માહારૂ કહ્યું તું માનરે કાંઇ૦

રાજાએ કુંવરીને કહ્યું કે ગજરાને તો તેના પીતાએ દેશવટો દીધો છે તેથી કાલે વનવાસ જવાનો અને હાલ તે પરણવા આવ્યો છે. તું જાણીશ કે રાજકુંવરને પરણીને ને સુખ ભોગવીશ, પણ તે વાતનો ઓરતો રહી જશે માટે પરણવાની આશા છોડી દે. તેવારે ચંપાદેએ કહ્યું કે—

દુહો—કરમે લખ્યું હશે માહરેરે, તેતો મીટવા નહી થાય મારા બાપરે; તેતો૦ રૂડો ભુંડો રે કાંઇ મેં વર્યોરે, મને ભાંજો કેહેતા એસે પાપરે. મન૦

હે પીતાજી મારા કરમમાં જે લખ્યુ હશે તે થશે, જેવો તેવો મેં એક વખત કબુલ કરેલો તજ ખરો હવે ભાજો શોધતાં મને દોષ લાગે, એ સાંભળતાં તરતજ રાજાએ લગનનો સામાન મગાવ્યો અને કન્યાદાન દીધું જ્યાં ગજ

રો મારૂ ચોગીમાં ફેરા ફરે છે અને ત્રણ મંગળ વરતાઈ રહયાં એટલે મારૂને યાદ આવ્યું કે જો હું આ પંચાતમાં પડીશ તો પીતાનું વચન જશે તેથી તરવાર એ ચોને વરમાળ કાપી નાંખીને નાઠો. એના મામાએ વારયો પણ માન્યું નહી એટલે ચોથુ મંગળ માંડાથી વરત્યું. કન્યાને પીપરે મુકીને મારૂ સાંઢ ઉપર બેસી ચાલી નિકળ્યા જતાં જતાં રસ્તામાં ભવઈયા રમતા હતા તેની ભુંગળો વાગી એટલે તે ગામમાં જોવા ગયા. ભવઈ જુવે છે ત્યાં ભવઈયા કહેછે કે અમે એકેક જાતનો વેશ બબે ત્રણ ત્રણ વખત ઉભાવ્યા પણ વાહાણું વાતુ નથી માટે કોઈએ રાતને બાંધી છે કે શું ત્યારેએ વિચાર કરયો કે હું હવે વધારે વાર કરીશ તો ઘણા માણસોને નુકશાન થશે, કોઈનાં ફુલ કરમાઈ જશે, અને કોઈનાં દહીં ખાટાં થઈ જશે, તેથી પોતે તરગાળાને તોડો આપી સાંઢ હાંકીને માંડવગઢ આવી પોહોચ્યો ને ત્યાં જઈ દામાવંતીને કુંવર સોપ્યો અને સાળાસુબાને પણ અમનગર મુકી આવીને રાતને છોડી દીધી કે તરત વાહાણું વાયુ એટલે ગજરો મારૂ નાહી ધોઈ તઈયાર થયો અને પોતાની માને પગે લાગી ચાલવા માંડે છે એટલે રાણીએ કહયું કે—

દુહો—સુરજ પોળે તમે સંચરોરે, કાંઈ રવી ઉગમતે સુરે; કાંઈ૰ પર ધરતીને પર રાજમારે, કાંઈ વાધે ઘણું એક નુરરે. કાંઈ૰

સારા શુકન થયા એટલે મારૂ રસ્તે પડયો અને રાણી દામાવંતી રૂદન કરવા લાગી.

દુહો—સુનો સમરથ મારૂ હોસીઓરે, તારી ઘોડા સુની ઘોડારરે; તારી૰ સુની મેહેડીને સુની માવડીરે, કાંઈ સુના મુકયા શણગારરે. કાંઈ૰ સુના દાસને સુની દાસીઓર કાંઈ સુના મુકયા આવાસરે; કાંઈ૰ સુના બાગ સુના બાગ

રે, કાંઇ શુના પાચા અવાસરે કાં૦ ૯૦

અરે પૂત્ર તાહરા વગર મેહેલ બાગ બગીચા ચાકર નોકર અને તાહરા સઉ શણગાર શુના પડ્યા છે એમ કહી રૂદન કરેછે. માણ્યો આકાશ મારગે એઠ એડ કરતો જપંછા પણે ધંપાદ જે દીવસેથી મારૂ પરણ્યાને મુકી ગયા છે તે દીવસથી ખાન પાન અને ગાન તાન મુકીને પરમેશ્વરની ભકતિ કરે છે. ઘણા દીવસ વહી ગયા પછી એક દાહાડો રાણીએ દાસીને કહયું કે આજ માહારા માથામાં ઘાલવા સારૂ ચંપેલ તેલ લાવ પછી દાસી સરઇયાને તાયાં લેવા આવી અને કહયું કે–

દુહો--સરઇયા તું તો સારૂ જોઇનેરે, મૂને આપજે ચંપેલ તેલરે; મુને૦ ઝટપટ કરી તુતો જોખજેરે, તાહારે કામ પડયું સઉ મેહેલરે. તાહરે૦ ૯૧

સરઇયા જલદીથી તેલ આપ. સરઇએ તેલ આપીયું તે લઇને દાસી જાય છે, એટલામાં ઘોડાનો ને માણસનો પડછાયો જમીન ઉપર પડયો તથી દાસીએ ઉચું જોયું એટલે ગજરા મારૂ જેવો પૂરૂશ દીઠો તેથી હાથમાનુ કચોળુ પડી ગયું, તે જોઇ સરઇયાએ કહયું કે કચોળુ કેમ પડી ગયું. દાસી કહે તે પડયાની મને ફીકર નથી એમ કહી ઉતાવળી પોતાની બાઇ પાસે આવી અને કહયું કે-

દુહો--કાળે ઘોડેને કાળે લુગડેરે, કાંઇ ગજરો મારૂ અસવારરે; કાંઇ સાચુ માનો મારી બાઇજીરે, જાણે જાય તમારો ભરથારરે; જાણે૦ ૯૨

બાઇ ગજરો મારૂ આકાશ મારગે જાય છે તે સાંભળીને ચંપાદને ઘણી રીસ ચડી અને દાસને કહયુકે

દુહો--જાનેતુ જુઠા બોલી છોકરીરે, મને પડીયલ કટારીના ઘાવરે; મને૦ નીચી જાત તુ તો લુડોનીરે, કીધી મશકરી માહારો જોઇ દાવરે. કીધી૦ ૯૩

જા જા રાંડ તારે આજ મશકરી કરવાનો વખત છે તા હારે મન હસુ અને મને તો કટારીનો ઘાવ લાગે છે, દાસી ઝ ખવાણી પડી અને હાથ જોડીને બેલી કે બાઇ હુ મશકરી કરતી નથી તમે માહારી સાથે ચાલો તો આપણે અગાસી ઉપર જઇને જોઇએ. પછી બંને જણાં અગાશીમાં આવી જુવેછે તો આકાશ મારગે મારૂને જતા દીઠો તેથી ચંપાદે ખુશી થઇ બોલી કે –

દુહો--ઘેડો બાંધુ ઘોડારમાંરે, કાંઇ પલાણ મેહેલુ પરસાળરે; કાં૦ દામાવંતીના દીકરારે, તુતો મારે મોહોલે પધારરે. તુ.

માૢને કાને અવાજ આવતાંજ ઘોડાને ઉભો રાખી પોતે વિચાર કરેછે કે અહીં કોમ બોલાવતુ હશે, રસ્તામાં માસીતું ગામ આવે છે તેતો નહી હોય, માહારી માનુ નામ દ છે તેથી એજ હશે એમ ધારી ઘોડાને તે મેહેલમાં ઉતારી દીધો. મારૂને જોઇને ચંપાદેને બહુ આનંદ થયો, તેણે ઓળખાણ કાહાડયા વગર ત્રણ દાહાડા સુધી મારૂને પોતાની પાસે રાખ્યો. એક દાહાડો બંને જણ સોગટાં બાજી રમવા બેઠાં તે વખતે રાણી કહે કે તમે તો મરદછો તેથી મુને જીતશો. એટલે મારૂ કહે એમાં કાંઇ મરદાઇનું કામ નથી એતો નસીબની વાત છે જેના દાવ પડે તે જીત રાણી કહે કે માહારેજ જ્યાં ત્યાં નસીબ તો સાથેજ છે; તને મને ચોગ્રીમાંથી મુકીને નાઠા હતા પણ માહારા નસીબમાં હતું તો પાછા ભેગા થયા. એ સાંભળીને મારૂ વિચારમાં પડયો કે હવે આ સુખમાંથી જવાશે નહી એમ ધારી બાજી ઉપાડી નાંખી અને રાણી પાસે રજા માગી.

દુહો—ઘડીએ રહવાની મને આખડી, અન્ન પાણી ખવું માહારે વીખરે; અં૦ ઝટપટ હવે અમે ચાલશુરે, રાણી ખુસીથી આપોને સીખરે, રાણી૦

તમે ખુશી થઇને મને રજા આપો હું હવે પરદેશ જાઉ

રાણીને પસ્તાવો થયો કે ઓળખ્યા વગર કાહાડવાથી માહારે પાછો વીજોગ થયો. આટલા દીવસ દુખના ડુંગર ઉભા હતા તે પ્રભૂએ દયા આણી સુખમાં નાંખી પણ પાછુ માહારુ કરમ ફરી બળ્યું એની રીતે પસ્તાવો કરી રાણી રૂદન કરવા લાગી.

દુહો—આજની વાસો માહારી મેડીએરે, તમે પરદેશી પરૂણા થાઓરે; તમે૦ રાત રેહો માહારા મેહેલમાંરે, તમે વાહાણામાં સુખેથી જાઓરે. તમે૦ ૯૧

મારૂને કહેછે માહારાજ; આજની રાત માહારા મેહેલમાં પરદેશી મેમાન દાખલ રેહો અને સવારમાં જવું હોય ત્યાં જજો. રાણીનો આગ્રહ જોઇને ગજરા મારૂ ત્યાં રહ્યા મધરાત ગઇ છે, રાજા પલંગમાં ઉંઘેછ ને રાણી પગ દબાવેછે એટલામાં મરઘે અવાજ કરયો તે સાંભળી મારૂ જાગી ઉઠયો અને જવાની તઇયારી કરવા માંડી. રાણીએ કહ્યું કે માહારાજ હજી તો મધરાત ગઇ છે માટે સુઇ રહો પછી ચંપાદે મરઘા ઉપર ગુસ્સો કરીને કેહેછે.

દુહો—ગઇ મધ રાતનો મરઘો બોલીઓરે, મારા મારૂ ને પડ્યો ત્રાસરે; મારા૦ સવારમાં બોલાવું; મુવા વાઘરીરે, તને પકડી મંગાવું મારી પાસરે. તને૦ થોડે થોડે ખેંચુ તારાં પીંછડાંરે, તારી આંખે દેવરાવું ડામરે; તારો૦ મારૂજી ઝબકીને જવા જાગીયારે, મારૂ બગડ્યું બગાડે તું કામરે. મા૦

અરે મરઘા તુ બોલીને મારા રંગમાં ભંગ પાડેછે, મારા પ્રાણહાર પલંગમાં પોહોડ્યા છે તેમને ત્રાસ પડાવે છે, તે સાંભળીને મરઘે કહ્યું કે—

દુહો—તમારે કારણ નથી બોલીઓરે, હુંતો બોલ્યો ગરીબાને કજેરે; હુંતો૦ મજુરીએ જાય ઝટ જાગીનેરે, તમે સુખે સુઓ માહારાજરે. તમે૦

બાઇ તમે નીરાંતે ઉંઘો મારે તો ગરીબ મરમાને સારૂ

તે માટે જલદી સારા શુકન આપો. રાણી રાજાના સામુ જોઇને કહેછે કે મન તમે કોના આધારે મુકીને જાઓ છો રાણી કેહેછે અને રાજા ઉતર આપેછે.

દુહો--તમે આહ્ના રાજા ચાકરીએ, અમને કોની ભળામણ દે છોરે; અમનેં૦ સુખ દુખ જોવા કોણ આવશેરે, તેવી કોને સુપરત કહોછોરે. તેવી૦

હે રાણી વધારે રૂદન કરે કાંઈ ઘણું છે. મને રજા આપો. રાજા કેહેછે.

દુહો--તમને સોંપ્યાં મંદીર માળીયારે, રાણી સોંપી હીચોળા ખાટરે; રાણી૦ ખાઓ પીઓને એલા મોજમારે, તમે મારૂ લો મહીનાઆની વાટરે. તમ૦ મેહેલ બંધીખાનું માનાએરે, મારે હીંચોળો શુળી સમાનરે; મારે૦ મા જો મુકીને રૂદન માંડીઆરે. રાજા મહીયર ઉજડ રાનરે; રા૦ તમને સોંપા કળશી કોદરારે, તમને સોંપી દુજણી જોટરે, તમને૦ દુધ સાકર પીઓ દાહાડીએરે, વસ્ત્ર શણગારનીન થી ખોટરે; વસ્ત્ર૦ માહારે મન કોદરા રાજા કોયનારે, દુજણી જોટા ચામડીયાને દેશરે. દુજણી૦ દુધ સાકર રૂધીર દેખીએરે, વસ્ત્ર બાળી રખ્યા ચોળી રેહુંરે; વસ્ત્ર૦ તમને સોંપારે સમરથ રેંટીઓરે, તમને સોંપ્યો છ રાણ કપાસરે તમને૦ સરખી સખીઓ મળી કાતશોરે, તેમાં નાહો રહો ઉદાશરે. તેમાં૦ રેંટીઆ ભાગાન રૂ પીંજાંરે. કઈ ક પાસે મુકુ આગરે: કાંઈ૦ સાહેલીઓનો સંગ નથી કામનોરે, ગેંતો ઝલી તગાડી બાહેરે. મેનો૦ તમને સંપ્યો પારસ પીંપળોરે, રાણી ગંગાજી પીંપળીયાનાં પાનરે; રા૦ બારે વરશે અમે આવશુરે, રાણી વાળીશુ તમારાં વાનરે. રાણી૦ સાથે તેડો માહારા સાહેબારે, માહારાં બાર વરસ કેમ જાયરે; માહારાં૦ વીજોગની ઘડીઓ જાય વેગળીરે, મને દાહાડો વરસ સમો જાયરે. મને૦ આવું જાણત તો

નવ પરણુતારે, રાજા બાળકુંવારી રહેતરે; રાજા૦ ઠાલો હાથ મેં તો ઝાલીઓરે, માહારા કરમનો દોષ ન દેતરે. મા૦ સાસરૂ જોવાના રહ્યા ઓરતારે, સ્વામી ઘુંઘટ તાણવાના રહ્યા કોડરે; સ્વામી. તમે ચંપીને હુંતો કેતકીરે, માહારી ભલી બની હતી જોડરે માહારી૦ પેહેરી ઓઢીને ફરત સાસરેરે, તે શઉ વિચાર અમારા થયા ભંગરે; તે નથી છુટ્યાં હાથનાં મીંઢળરે, નથી ઉતરયો પાનેતરનો રંગરે. નથી૦

રાણીએ વીલાપ કરીને કહ્યું કે–

રાગ પરજની દેશી. પીઉ શું થાશેરે થાશે, માહારી રૂજની તે કેઈ પેર જાશે; પીઉ શુ થાશેરે થાશે. એ ટેક. તમે મુકી ચાલ્યા વનવાસરે, સ્વામી કોઈની નથી માહારે આશરે; હુંતો પડને બેઠી છું નીરાશ, પી૦ સ્વામી દીસાછો નાનેરા બાળરે, સાથે નથી કોઈ રખવાળરે; તમારી કોણ લેશે સંભાળ, પી૦ તમે હઠ કરી નવ જાશોરે, તમે ભાવતાં ભોજન કયાં પાશોરે; સ્વામી દુખીયા ઘણા તમે થાશો, પી૦ સ્વામી હજુ છો બાળે વેશરે; તમે રખે જતા પરદેશરે, માહારૂ કહ્યું માનો લવલેશ પી૦ માહારી સગી નાણંદના વીરરે, માહારે નયણે વહે છે નીરરે; મુને નથી રેહેતી હવે ધીર, પી૦ માહારી ભલી બનાતી જોડીરે, દેવે કોપ કરી એમ તોડીરે; તમે શીદ નાંખો તરછોડી, પી૦ પ્રાણનાથ પાછા તમે આવોરે, માહારા ઉપર દયા તમે લાવોરે; સ્વામી અબળાના પ્રાણ બચાવો, પી૦ માહારૂ ગોરૂ ગુલાબશું અંગરે, ફીકુ પડી પીળો પડયો રંગરે; માહારા હરખ થયા સઉ ભંગ, પી૦ મેં તો જાણ્યું જડયું જે રતનરે, તેને રાખીશ કરી જતનરે; સ્વામી શીદને છોડોછો વતન, પી૦ માહારૂ રતન તે રજમાં રોળાયું, માહારૂ પાપે કરમ બોળાયુંરે માહારૂં કોમળ કાળજ છોળાયું, પી૦ વીધાતાને માહારે દવેશરે, તેથી લખીયાતા આવા લેખરે; વે

હેરે ભાવે તે માગી આ સેજ, પીઉ વીજોગ બાળુ મુને ઘ
ણાં લાગેરે, માહારૂં અંતર બાહે લાગેરે; તેના ઓળવું
કેની આસેરે, પીઉ આગી હું છું નાનેરૂ બાળરે, તમ વીના
આવી પોહોચ્યે કાળરે; માહારી બાળુ લેશે સંભાળ, પીઉ
હજી સોળ વરસ નથી થયારે, મનના મનોરથ મનમાં ર-
હ્યારે; નાહાની વયમાં મુકી મને ગયા, પીઉ અપવાસ કર્યા
રાત જાગ્યુરે, ઉમીયા જીને પાયે લાગ્યુંરે; ફુંતો વરત કરી વર
માગ્યુ, પીઉ તમે પાછા વળો ઘેર આજરે, માહારૂ કહ્યું
માનો માહારાજરે; આપૂ માહારા બાપનું રાજ, પીઉ જા
ઓ કેહેતામાં જીવડો જાયરે, તમ વીના તે કેમ રેહેવાયરે;
વીજોગ દુખ તે કેમ સોહેવાય, પીઉ હજી હાથનાં મીંઢળ
નથી છુટ્યાંરે, માહારા પાયે આમુલ ફુટ્યાંરે; રોઇ નેણનાં
નીરજ ખુટ્યાં. પીઉ એમ રાણી રૂદન કરેછેરે, નયણે
નીરની ધારા ઝરેછેરે; મારૂ આગળ પગ ધરેછેરે. પીઉ
મને સાસરે આવ્યાના કોડરે, નથી હોંશી મોડામોડરે; સં
પા કેતકીની બનતી જોડ. પીઉ મને સાસુ જોયાની અંતરે,
મુને પાયે પડ્યાની અંતરે; કહ્યું માનો માહારા ગુણ-
વંત. પીઉ માઋએ કહ્યું કે—

દુહો.—ઢકાસ મુકોરે તમો કામનીરે, કાંઇ ધીરજ રા
ખજો અંતરે; કાંઇ૦ શુકન ભલેરા આમને આપીયારે, આ
મ પાવશે આમરે પરારે. અમે૦

હવે રોવાનું કામ નથી ધીરજ રાખીને રહો; રાજાની
હઠ જોઈ રાણીએ શુકન આપવા માંડ્યા.

દુહો—ડાબા જમણાં બેને તેતર બોલેરે, રાજા આવી
ઉતરે ગંભીરરે; રાજા૦ એવે શુકને તમે ચાલશોરે, તમને
ઘાતક લોહના ઘારરે. તમને૦ આટો કુટોને રાજા ઘા ઘ
ડારે, કાંઇ છુટે કેશ નારરે; કાંઇ૦ એવે શુકને તમે ચાલ-
શો તો રાજા નહી દેખો ઘર બારરે. રાજા૦

તમે જશો તો માહા વીઘન નડશે માટે એ કહ્યું કે રાણી
અપશુકન બોલ્યા કરતાં સારા શુકન આપો, રાણી સારા
શુકન આપે છે.

દુહા—ડાબાં બોલેરે રાજા દેવચ રે, કાંઈ જમણેરી એ
રવ હોયરે; કાંઈ૦ એવે શુકને તમે ચાલશોરે, તમને વેહે-
ણી ન મળશે કોયરે. તમને૦ કોરે ઘડે કુંવારકારે, તેને બો
લે અબોલ્યું જવ જનરરે; તેને૦ એવે શુકને તમે ચાલશોરે
તમને મળશે ફુલાદ નારરે. તમને૦ અખંડ સોભાગ્યવંતી
માળણીરે, કાંઈ છાબ ભરેલા હારરે; કાંઈ૦ એવે શુકન ત
મે ચાલશો તો તમને મળશે સુઘડદે નારરે. તમને૦ વર ક
ન્યા પરણીને આવતાંરે, સામા મળે નાશાળીયા સારરે; સા
મા૦ એવે શુકને તમે ચાલશોરે, તમને મળશે દેવળદે ના
રરે. તમને૦ દેવ સકળ શુભ જોગણીરે, કાંઈ માત પોતા ક
હેવાયરે; કાંઈ૦ રક્ષા કરેરે રાજા તમ તણીરે, રાણી કહે સુ
ણો મારા રાયરે. રાણી૦ ચોરે ચઉટેરે રા ન ચાવડારે, જ્યાં
મડદાં બળે મશાણરે; જ્યાં૦ ત્યાં રક્ષા કરે મુજ માવડારે
સફળ હજો તમારૂ કલ્યાણરે. સફળ૦ શેહેર વાડાને રાય ર-
ણ વીએરે, જ્યાં પરવતને હોય પાહાડરે; જ્યા૦ હુરે આરા-
ધુ માહારી માવડીરે. તેતો આવીને પૂરે લાડરે. તેતો૦ પશુ
પંખી દેહીત માનવીરે. કાંઈ નર નારીને રાયરે; કાંઈ૦ એ
વશ થાશે રાજા તમ તણેરે, કાંઈ ગુરૂ છે અંબા માયરે. કાં
ઈ૦ પર મુલક પરદેશડેરે, કાંઈ પર ધરતી પરવાસરે; કાંઈ૦
જગશર માહાદેવ તાહારી સાહમાંરે, કાંઈ પુરી કરે સહુ આ
શરે; કાંઈ૦ ચાલો કેહેતામાં રાજા ચમકીએરે, કાંઈ પૂંઠ ધા
કે જીવ જાયરે. કાંઈ૦ નયણાં માહારાંમાંથી નીર વહેરે, કાં
ઈ કાળજ કકડા થાયરે; કાંઈ૦ હામ પડે ધરતી ગામડે
રે, કાંઈ એવું માહારે છે દુખરે; કાંઈ૦ જ્યારે રાજા તમ
ને દેખશુંરે, ત્યારે તો થાશે સુખરે. ત્યારે૦ નર નીના નારી

એકલીરે, તેનો પગલે પગલે વાંકરે; તેનો૦ દીસે દીન મુને બાહામણીરે, હુતો કોડ ભરી કલંકરે. હુતો૦ રાણી કહે રાજા સંચરોરે, કાંઇ ચલાવો ચતુર તોખારરે. કાંઇ૦ કહેતાં શુકન જોઈ ચાલીયારે, ગજરો માર તેણે ઠારરે. ગજ૦

રાણીએ [redacted] આપી એટલે રાજા પોતે શુકન જોઇને ચાલ્યા. જ્યાં રાજા ગયા કે રાણી માહા રૂદન કરેછે કે દાસી રાજા વીના માહારા પ્રાણ રેહેનાર નથી માટે રાજાની સાથે જવાય તો ઠીક. રાણીનું આ કેહેવું સાંભળીને એક દાસી બોલી કે આપણી એક દાસી પાસે અતીતની આપેલી એક જડી બુટી હતી તેમાં એવો ગુણ હતો કે માણસ મોહોમાં રાખીને જે જનાવરનું રૂપ લેવા ચાહાય તે રૂપ થઇ જાય. રાણીએ તે જડી લેઈ મોમાં નાંખીને પોતે ભમરી થઇને રાજાની પાછળ ગઇ અને રાજાના પેંગડામાં ભરાઇ ગઇ હવે જંગમમાં ઘાણી ઝડપથી રાજા જાય છે એટલે રાણી પેંગડામાંથી બોલી.

દુહો-હળવે રેવંત રાજા ખેલાવોરે, કાંઇ કાળજ કકડા થાયરે; કાંઇ૦ સવા ગજનું છે રાજા નેળીુરે, માહારૂ ડાબેરૂ અંગ દબાયરે. માહારૂ૦

ઘોડાને ધીમે ચલાવો. આ અવાજ મારૂને કાને આવ્યો એટલે ઘોડો ઉભો રાખીને ચારે તરફ જોવા માંડ્યું પણ કોઇને દીઠું નહી એટલે મન વાળ્યું કે એતો રાણીના ભાણકારા વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા. એટલે ફરીને રાણી બોલી.

દુહો-ધામાવતીના દીકરારે, માહારી સગી નણંદના વીરરે; માહારો૦ હળવે રેવંત તમે હાંકજોરે, માહારૂ સોસઇ જાય શરીરરે. માહારૂ૦

રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહયું કે જે હોય તે માહારા સામે આવો નહી તો હું બાળીને પલ્લે

કરીશ. એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને રાજાના સા મે આવીને ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે માહારો કેડો નહી મુકો તો હું માહારી મેળે આપઘાત કરીશ રાજાને રીસમાં જોઈ રાણીએ કહ્યું કે તમારી મરજી નથી તો હું નહી આવું. એમ કહી એક મેદાનમાં વાબ્ય અને માહાદેવ હના ત્યાં એક વડ રોપયો તે રોપતાંજ મોહોટો ગંભીર થઈ રહયો. પછી રાણીએ કહ્યું કે તમારે જવું હોય ત્યાં જાઓ હું તો અહીંયાંજ રહીશ તે તમે જ્યારે તેડવા આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપીને રાજા ગયા એટલે રાણીએ પાછું વડ ઉપર રૂદન કરવા માંડયું

દુહો—હુ રે સરજી હોત વાદળીરે, કાંઇ છાયા કરતા રેહેતરે; કાંઇ૦ હું રે સરજી હોત હંસલીરે, કાંઈ શુકન ભલેરા હોતરે કાંઇ૦ બન્ને પાને વડલો રોપીઓરે, વડ તો થઈ રહયો ઘોર ગંભીરરે; વડ૦ દામાવંતીના દીકરારે, મુકી ચાલ્યા નાણંદ કેરા વીરરે. મુકી૦ શરવારે સાદની તું કોયલીરે, કાઈ મધુર મધુર માં બોલરે: કાંઇ૦ વીયોગ બાણ મુને વાગેછેરે, માહરૂ કાળજ સીદને તું છોલરે. માહા૦ તુજથી આંબા વન ઢુંકડારે, ભુંડી મુજથી મારૂ જાય દુરરે; ભુંડી૦ રૂદન જોઈ રાણી તણુંરે, કાંઈ વડલો થયો ચકચુરરે. કાંઇ૦ રાણી રૂવે ધરૂશકેરે, તેથી ટુટી પડે છે ડાગરે; તેથી૦ વીલાપ સુણીને થાકયાં વનચરારે, કાંઈ પડીયસ હઈયામાં ફાળરે. કાંઈ૦ આંસુડે ભીજાય રાણીનો કંચુવોરે, કાંઇ ભીજ્યાં છે નવરંગ ચીરરે; કાંઇ૦ રૂદન કરતા રાણી જોઇને રે, કાંઇ થંભીયાં સરીતાનાં નીરરે, કાંઇ૦

રાણીનું રૂદન સાંભળીને નદીનાં નીર પણ થંભી રહ્યાં છેવટ રાણીએ મન વાળયું. ગજરામારૂ એડ એડ કરતા જાય છે આગળ રાયારૂપનું શેહેર આવ્યું તે શેહેરની બાહાર સુકાઈ ગએલો બાગ હતો તેમાં જઇ ને ઊભા રહ્યા

એટલે બાગ લીલા છમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં. રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઊંઘ આવી ગઈ. એટલામાં એજ ગામના ઢેડ તથા વાઘરી હમેશ લાકડાં વીણવા આવતા હતા તેઓ આવીને જુવે છે તો બાગ બહુ શોભી રહયો છે અં દર આવીને જોયું તો એક ઘોડો અને પુરૂષ દીઠો તે જો ઇને બાગની માલેક માળણ હતી તેની પાસે જઇને કહ્યું કે તાહારો બાગ લીલો છમ થઇ ગયો છે, અને કોઈ મો- હોટો પૂરૂષ બાગમાં સુતો છે. માળણ કહે કે તમને લાક ડાં નહી મળયાં હોય માટે તમે એમ કહોછો પેલા માણ- સોએ સમ ખાધા એટલે માળણ બાગમાં આવી પછી પા તે એમનાં પગલાંથી આ ઝાડ લીલાં થયાં છે એવુ ધા- રીને ફુલ ચુંટી હાર ગજરા બનાવી રાજાને આપવા જા યછે એટલે ઘોડે ખુંખારો કરયો તેથી રાજા જાગી ઉઠયા અને માળણ ઉભી રહી. તેને મારૂએ પાંચ મોહોરો આ પી. માળણ મોહોરો જોઇ રાજી થઈ અને જાણ્યુ કે આ કોઇ રાજા છે એમ ધારી માળણ રાજાને પૂછે છે.

દુહો-કોયારે મુલકના તમે રાજવીરે, રાજા કીયાં તમારાં ગામરે; રાજા૦ નહાની વયમાં તમે નીસરયારે, એવું શું રે પડયું છે કામરે. એવુ૦ તેજ ન મળે ત્રાણ લોકમાંરે, રાજા હજુએ છો બાળે વેશરે; રાજા૦ શારે દુખે તમે આવી- યારે. તમે કેમ વેઠો પરદેશરે. તમે૦ નોકર ચાકર નથી સા થમાંરે, કાંઇ એકલા આવ્યા છો આપરે; કાંઇ૦ સાચુ બોલો માહારા સાહબારે, તમને મુજ માંરયાનું પાપરે તમને૦

હે રાજાજી નાહાની વયમાં રાજ પાટ તજીને એકલા શા દુઃખે પરદેશ વેઠો છો. મારૂ કહે છે-

દુહો—નથી અમે કાંઈ રાજવીરે, બેહેન નથી કરતાં અમે રાજરે; બેહેન૦ પ્રથવી પ્રદક્ષણા કારણેરે, કાંઇ આવ્યા

મુલક જોવા કાજરે. કાંઇ૦ નામ ઠામ ત્યાં બતાવીએરે, જ્યાં ખર્ચ હોય જીવાનું કામરે. જ્યાં૦ આ શેહેર શામનું આમ જોઇનેરે. પછી જઇશું જાતે ગામરે. પછી૦

કે એહેન હું રાજા નથી, મુલક જોવા નીસર્યો છું, આ મારૂ શેહેર જોઇને અહીંયાં આવ્યો છું. દસ પંદર દાહાડા રેહેવાનો વિચારછે પછી જાતે ગામ જઇશું. માળણ મારુને પોતાને ઘેર તેડી લાવી અને જમાડ્યા પછી મારૂ કહે કે હું આ શેહેરના રાજા પાસે જઉંછું જો મને નોકર રાખશે તો અહીંજ રહીશ. એમ કહી કચેરીમાં આવીને રાજાના સામો ઉભો રહ્યો. કુંવરનું તેજ જોઇને રાજાએ વિચાર કર્યો કે આ કોઇ મોહોટા રાજાનો કુંવર છે એવું ધારીને પૂછે છે.

દુહો-કીયા મુલકના તમે રાજવીરે, વળી શું છે તમારૂં નામરે; વળી૦ શારે કારણ પરદેશ નીકળ્યારે, એવું શુંરે પડ્યું છે કામરે. એવું૦ કોના કુંવર તમે કુંવારે, હજુ દીસો છો બાળેવેશરે; હજુ૦ રાજ તેજ કંઇ તગતગેરે, કેમ છોડ્યો પોતાનો દેશરે. કેમ૦

રાજાનાં વચન સાંભળીને મારૂ કહે કે નામ ઠામ તો માહારે બતાવવું નહી.

દુહો અમે નથી રાજા રાજવીરે, કાંઇ છેટે છે માહારૂ ગામરે; કાં૦ આવ્યો છું પરદેશમારે, રાજા ચાકર રેહેવાનું કામરે. રાજા૦ નામ માહારૂં નથી પાડ્યુંરે, મને ઠાકોર કહે છે સહુ લોકરે; મને૦ હેતે કરીને મને રાખશોરે, હુંતો તેની હજુરમાં રહુંરે. હુંતો૦ ૧૦૦

હું રાજકુંવર નથી માહારૂ ગામ પણ ઘણુ દુર છે હું ત્યાં રસીશ માહારૂ નામ હજી પાડયું નથી સઉ મને ઠાકોર કહે છે એવું સાભળી રાજા ખુશી થયાં અને કહયું કે તમે શો પગાર લેશો મારૂ કહે દર મહીને સવા લાખ

હવે આ સેઈણુ રાજા સવા લાખની રકમ સાંભળીને ગભ
ડાયાં અને વિચાર કરયો કે માહારા આખા લશકરનો પ
ગાર સવા લાખનો નથી ને આ એક માણસને એટલી બ
ધી રકમ કેમ અપાય એવું ધારીને પ્રધાનને પોતાની ના
ખુશી બતાવી પ્રધાને કહ્યું કે જો હવે તમે આશા ભંગ
કરશો અને બીજો કોઈ નાહાનો રાજા રાખશે તો આપ-
ણી આબરૂ જશે અને એનામાં સવા લાખના જેટલો ક
સ હશે તેજ તે તેટલો માગતો હશે માટે ગમ તો એક
મહીનો રાખીને રજા આપજો પછી રાજાએ હા કહી ત્યારે
મારૂએ કહ્યું કે હું સવા પોહોર દાહાડો નોકરી ઉપર આ-
વીશ અને સાંજરે ઘેર જઈશ. તમને કદી સલામ કરીશ ન
હી માહારે કોઈને નમવાનો નિયમ છે. રાજા કહે માહારી
સાથે રોજ એક બાજી રમશો એટલે બસ છે, મોહોટા પ
ગારનું માણસ કાંઈ વહેતરૂં કરતુ નથી; એમ કહી મારૂ
ને બાહાલ કરયો પછી મારૂ માલણને ઘેર આવ્યા અને
કહ્યું કે હું નોકરીમાં બાહાલ થયો એમ કરતાં મહીનો
તો થવા આવ્યો એટલે રાજા વીચારમાં પડયા અને પ્રધા
નને પૂછવા લાગયા કે હવે શું કરીશુ. પ્રધાને કહ્યું કે બા
રમે દરવાજે રાક્ષસ આવે છે અને રોજ એક માણસ લે
ઈ જાય છે માટે મારૂને ચોકી ઉપર મુકો એટલે રાક્ષસ
મારી નાંખસે પછી આપણે રજા આપવા નહી પડે રાજા
એ મારૂને કહ્યું કે રાતે બારમે દરવાજે પેરા ઉપર જજો
મારૂ કહે સારૂ સાંજ પડી એટલે માલણને ત્યાં આવી મા
રૂએ પેરા ઉપર જવાનું કહ્યું તે સાંભળી માલણ દીલગી
ર થઈ અને મારૂને કેહેવા લાગી કે ભાઈ એ દરવાજે રો-
જ રાક્ષસ આવી એક માણસને લઈ જાય છે તે માટે આ
જ તમારે માથે પણ ઘાત આવી છે મારૂ કહે હું રાક્ષસ-
થી બીતો નથી. પોતે હથીઆર સજીને પોતાના ઘોડાને

સુધ રાતરે દરવાજા ઉપર આવી શીવનું ધીયાન ધરવા લા- ગ્યો કે હે માહાદેવ તાહારા હાથમાં બચવાનું છે એમ કહી તરવાર ઉપાડી કરી કમાડ ઓઠે ઉભો રહયો. મધરાત જ તાં રાક્ષસ આવ્યો અને દરવાજા સામું જોતાં બારી ઉઘા ડી દેખીને ખુશી થયો કે આજે બારી ભાગવાની પંચાત પડશે નહી એમ કહી બારીમાં માથુ ઘાલ્યું કે તરત મા- રૂએ ઝડપથી ઘાવ મારયો કે રાક્ષસનું ધડ અને માથુ જુદુ થયું એટલે તેના નાક અને કાન કાપી લઈને મારૂ પો તે મકાન ઉપર આવ્યો. રાજાને ખબર થઇ કે મારૂએ રા ક્ષસ મારયો. રાજા અને પ્રધાન બહુ ખુસી થયા અને તે ઓ મારૂને દેવતા માનવા લાગ્યા મારૂએ આવી રાજાને નીશાની બતાવી એટલે રાજાએ ઇનામ આપ્યું. ઘણા દી- વશ થયા પછી ચંપાવતી નગરીના રાજાની કુંવરી ફુલાદે માહા રૂપવંતીછે તેણે મારૂની કીરતી સાંભળી તેથી તેના સાથે પરવાનો વિચાર કરી બરાહ્મણને બોલાવ્યો અને કા ગળ આપીને વીવાહ કરવા મોકલ્યો. બરાહમણ કાગળ લે ઇને દામાવંતીની પાસે ગયો ત્યારે દામાવંતી કહે કે માહા રો કુંવર તો દેશવટે ગયો છે, એવું સાંભળી બરાહમણ રાયારૂપના મુલકમાં આવ્યો અને વિચારયું કે ફુલાંદે મારૂ ને ઓળખતી નથી માટે એને બદલે રાયારૂપને પરણાવું તો ઠીક. એમ ધારી તે શેહેરમાં આવ્યો અને કહયું કે મા- હારાજ હું ચંપાવતી નગરીમાંથી વેવીશાળ કરવા આવ્યો છું રાજાએ વિચારયું કે હવે આપણે પરણવા છાના જવું પડશે કેમકે જો ઠાકોર સાથે હશે તો માહારો શીકાર મુકી એ લેઈ જશે માટે બરાહમણને બાહાર બેસારી રાજા અ ને પ્રધાન એકાંતે બરાહમણને સરવે હકીકત પૂછેછે. બરા હમણે કહયું કે માહારાજ મને માંડવગઢમાં ગજરા મારૂની સાથે વીવાહ કરવા સારૂ મોકલ્યો હતો પણ તેતો દેશવટે

ગયો છે અને કુંવરીએ ગજરામારૂને કદી જોયો નથી મા ટે તમે તેના નામથી આવો તો તમારૂ કામ થ.ય. રાજા એ કહ્યું કે નામ તો મારો છે પછી બરાહમણને ઘણું ધ ન આપી વીદાય કીધો તેણે ચંપાવતી નગરીમાં આવાને વીવાહ કરવાની વધાઇ આપી તે સાંભળી રાઉ ખુશી થયા બરાહમણને પણ ખુશી આપી ખુશી કરેલો અને લગન ની તઇયારી કરવા માંડી. અહીયાં રાજાએ પ્રધાનને કહ્યું કે તમે પાછળથી ઠાકોરને શેહેર સાચવવાનું સોંપીને આવ જો એમ કહી બાવ લશકર સાથે રાજા તો રસ્તે ચડ્યા જી જે દીવસે ઠાકોર કચેરીમાં આવ્યા પણ ત્યાં તો સુનું સઠ દીઠું. પ્રધાનને પુછતાં જવાબ મળ્યો કે રાજા પરણવા ગ યાછે. હું પણ જવાનો છું અને તમને શેહેર સાચવવાનું કહી ગયા છે એવું સાંભળી ઠાકોરને દુખ લાગ્યું પણ નો કર રહેવા માટે હુકમ માનવો, એમ ધારીને પોતે શેહેર સાચવવા રહ્યા થોડાક દાહાડામાં જાન આવી પોહોચ્યાની ખબર થઇ એટલે, રાણીએ તેમને ઉતારો આપ્યો ને તેમ ની ચતુરાઇની પરીક્ષા કરવા માંડી. રાણીએ સાત રંગના પડદા બંધાવી રાજાને કેહેવરાવ્યું કે તે પડદા છોડવા ત મે આવો. તમે છોડશો તો હું તમને પરણીશ. રાજાને બહુ વીમાસણ થઇ. પડદાની વાત પોતે જાણતા નથી એ ટલે પાછા કાહાડશે તો ઇજત જશે. અહીયાં ગજરા મારૂ શેહેરમાં ચમન કરે છે થોડા દાહાડા ગયા પછી શેહેરની ખુ બી ખુશાલીના સમાચાર રાજાને લખી મોકલ્યા અને પા છળથી પોતે ફકીરનો વેશ લઇને રાજાની ચરચા જોવા સા રૂ પોતે પોતાના પવનવેગ ઘોડા ઊપર સ્વાર થઇ આકાશ મારગે ઊડાડ્યો તે એક ઘડીમાં ફુલાંદેનાં નગરમાં ઊડી આવ્યો ને એક મસીદમાં ઉતર્યો. અહીયાં રાજાનાં મા- ણસો પડદા છોડી થકે એવા હુંશીયાર માણસને સોધતા

ફરે છે તેમણે મુગાહરે ધારીને મારૂને કહ્યું કે ફકીર સાહે-
હેબ તમને સાત રંગના પડદા છોડતાં આવડે છે તેણે જ
વાબ દીધો કે હું જો ચાહેઉ તો છોડીશ્, એટલે સીપાઈઓ
એ કહ્યું કે તમે અમારા રાજા પાસે પધારો ફકીર કહે
અમારૂ રાજાને શું કામ છે સીપાઈએ કહ્યું કે અમારા રા
જા આ શેહેરમાં પરણવા સારૂ આવ્યા છે પણ કુંવરી
એ પડદા બંધાવ્યા છે ને તે પડદા છોડવાની રાજામાંશ
ક્તી નથી માટે તમારૂ કામ છે. એવું સાંભળી મારૂને ખા
ત્રી થઈ કે રાજા હજી પરણ્યા નથી જો મને સાથે લઈ આ
વ્યા હોતતો ક્યારનું કામ થયું હોત પણ એમણે આપ
ણાથી છાનું રાખ્યું તો તેનું ફળ તેને મળ્યું પણ હવે આ
પણે રાજાનું નીમક ખાધું છે માટે તેમનું કામ તો કરવું
જોઈએ એવું ધારી કહે 'ભાઈ તમે પરણવાનાં લુગડાં લ
ઈ આવો હું તે પેહેરીને પડદા છોડી આવું પછી તે લુ
ગડાં પેહેરીને રાજા પરણવા જશે તો રાણીને કાંઈ અંદે
સો આવશે નહી. સીપાઈઓ ખુસી થતા રાજાની પાસે
આવ્યા અને બધી વાત કહી તેથી રાજા પણ ખુસી થયા
અને પરણવાનો પોશાક તે ફકીર પાસે મોકલી દીધો. ફ
કીરે સીપાઈઓ સાથે રાણીને કેહેવાડાવ્યું કે સાંજરે પડદા
છોડવા સારૂ અમારા રાજાજી આવવાના છે તેથી
રાણી પણ પોતે સોળે શણગાર સજીને રાજાની વાટ જો
તી બેઠી છે. હવે ફકીરના વેશથી આવેલા મારૂજી રાજાનાં
વસ્ત્ર અલંકાર સજીને પોતાના રેવંત ઉપર સ્વાર થઈ એ
ટલે દેવાંશી જેવા દેખવા લાગ્યા તેમને જોઈને ઘણીક સ
તીઓનાં મન ચીંહળ થઈ તેમનાં સત ચુકવા લાગ્યા મારૂ
જી પોતાના રેવંતને નચાવતા નચાવતા રાણીના મેહેલ ત
રફ આવ્યા તેમને જોતાંજ રાણી મોહીત થઈ ગયાં અને
એક બીજાની નજરે એક થતાં ઘોડો તજવીને રાણીના મે

હેલમાં દાખલ થયો. દાસીઓએ ઘોડાને ઝાલી લીધો રાણી પોને પડદામા ગયાં મારૂ બાહાર બેઠા છે ને રાણી સાત રંગના પડદા વાંસે પૂછે છે ને મારૂ તેના જવાબ આપે છે એટલે દાસી પડદા છોડે છે.

દુહો—પડદે આવ્યા માહારા વાલમારે, તમે કેહુને પડદા કેણી રીતરે; તમે૦ ધોળો પડદો કહી દાખવોરે, વર ઝાળા આરોપુ આણી પ્રીતરે. ૧૭૦ ૧૭૧ ધોળો વનમાં રાણી ધન ચરેરે, કાંઇ ધોળો તે વન કપાસરે; કાંઇ૦ ધોળી પૂરૂષ માથે પાઘડીરે, એતો સોભ તી બારે માસરે. એ તો૦ ૧૭૨ ભલો કહયોને ભલો પાડ્યોરે, કાંઇ ભલો ભજાણ્યો રંગરે; કાંઇ૦ પીળો પડદો કહી દાખાવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦ ૧૭૩ ધોળો પડદો પાછો કરોરે, રાણી પીળાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુરે, પરણી લેઈ જઈશું પ્રીતરે. પરણી૦ ૧૭૪ પીળો રાણી વનમાં પોપટોરે, કાંઇ પીળી ચણાની દાળરે; પીળો ગોરાદેનો કંચુવોરે, કસી કસી પેહેર આણી વાહાલરે કસી૦ ૧૭૫ ભલો કહયાને ભલો પાડ્યોરે. કાંઇ ભલો ભજાણ્યા રંગરે; કાંઇ૦ રાતો પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે. તમને૦ ૧૭૬ પીળો પડદો પાછો કરોરે, રાણી રાતાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુરે, પરણી લઈ જઈશું પ્રીતરે. પરણી૦ ૧૭૭ રાતી તે વનમા ચણોઠડીરે, રાણી રાતો કસુંબો મજીઠરે; રાણી૦ રાતો ગોરાદેનો ચુડલોરે, બારે માસ પેરંતો દીઠરે. બારે૦ ૧૭૮ ભલો કહયોને ભલો પાડ્યોરે, રાજા ભલો ભજાણ્યો રંગરે; રાજા૦ કાળો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે, તમને૦ ૧૭ રાતો પડદો પાછો કરોરે, રાણી કાળાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઈ જઈશુ પ્રીતરે. પરણી૦ ૧૮૦

કાળો તે રાણી વનમાં કોસીયોરે, કાંઇ તેથી કાળેરો કાગરે; કાંઇ૦ કાળો ગોરાદનો ચોટલોરે, જાણે શંભના વસીયલ નાગરે, જાણે૦ ૧૮૧ ભલે કહ્યાને ભલે પાડ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા૦ લીલો પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે. તમને૦ ૧૮૨ કાળો પડદો પાછો કરોરે, તમે સુણજો લીલા કેરી રીતરે; તમે૦ ઘડી એકમાં કહી દાખવુરે, પરાણી લઇ જઇશુ ખચીતરે. પરણી૦ ૧૮૩ લીલો તે વનમાં વાલોળીઓરે, રાણી લીલો તે જવનો છોડરે; રાણી૦ લીલો ગોરાદનો સાળુડોરે, કાંઇ ઓઢંતાં પોહોચે કોડરે. કાંઇ૦ ૧૮૪ ભલે કહ્યાને ભલે પાડ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા૦ કાબરો પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે. તમને૦ ૧૮૫ લીલો પડદો પાછો કરોરે, તમે સુણજો કાબરા કેરી રીતરે; તમે૦ ઘડી એકમાં કહી દાખવુરે, પરણી લઇ જઇશુ ખચીતરે. પરણી૦ ૧૮૬ કાબરા રબારી ઘેર ઘેટડાંરે, રાણી કાબરી ભાવસાર ઘેર ભાતરે; રાણી૦ કાબરી ગોરાદેની આંખડીરે, તેતો આંજતા માઝમ રાતરે. તેતો૦ ૧૮૭ ભલે કહ્યાને ભલે પાડ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા૦ ફરતો પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે. તમને૦ ૧૮૮ કાબરો પડદો પાછો કરોરે, રાણી ફરતાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુરે; રાણી પરણી જાઉ ખચીતરે. રાણી૦ ૧૮૯ ફરતો ઘાંચી ઘેર બળદીઓરે, રાણી ફરતો કુંભાર ઘેર ચાકરે; રાણી૦ ફરતો ગોરાદનો રેંટીઓરે, જેની સોના વરણી ત્રાકરે. જેની૦ ૧૯૦ સાત છોડ્યાને હજુ છોડશુરે, રાણી પૂછો તે દેઉ જવાબરે; રાણી૦ રાખો હઇયામાં રખે ગોરતારે, અણદીઠે પુછો તે કહુરે. અણ૦ ૧૯૧ રૂપ જોઇને હરખ્યુ સાહબારે, કથન સુણી રાગે રોહ બાણુંકે કથન૦ પેસા ભટ-

ના પૂન્યે પામીએરે, સ્વામી મકુંદ વિદા ગુણ જાણુરે. સ્વા મી૦ પડદા છોડ્યા માહારા વાલમારે, હવે રેહેતી નથી મ ને ધીરરે. હવે૦ વરમાળ આરોપૂ કેતયુરે, કરી પાપૂ નણુ- ગ્રજ કેરા વીરરે. કડી૦ ૧૯૩ ભલા કહવાને ભલા સાંભળવા રે, રાજા ભયે. ભજાવીયો રંગરે; રાજા૦ ગદબદ પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦ ૧૯૪

ફુલાદે કહે છે કે તમે પડદા છોડચા તેથી મને ઘણો હરખ થયો છે માટે હવે જલદીથી તમારી સાથે પરણ્યાનો એક નવો પડદો પુછુછું તેનો મને જવાબ આપો એટલે માહારા મરને મનોરથ સફળ થાય.

કુહો—પડદા પાછો કરો કામનીરે, તમે આવી બેસો સનમૂખરે; તમે૦ ગદબેદ પડદો કહી દાખવુરે, પરણીને પમા ડુ સુખરે. પરણી૦ ૧૯૫ અદ્દભદ ધીને આકરરે, રાણી ગદ- બદીઓ કંસારરે; રાણી૦ ગદબદ રાણીની ફુલ સેજડીરે, તેમાં પોહોડે ફુલદે નારરે. તેમાં૦ ૧૯૬

રાજા પદદા છોડી રહચા એટલે રાણીએ મારૂને રજા આપી તેથી મારૂ પોતાને ઉતારે પરણવાની તઈયારી કરવા સારૂ આવીયા પોતે પેહેરેલા પોશાક રાજાને આપીને કહ્યુ કે તમે તાકીદથી પરણીને તમારે દેશ લેઈ જજો કદાચ આ પરપંચ રાણીના જાણવામાં આવશે તો પંચાત થશે, એવું કહીને મારૂ પોતે ઘોડા ઉપર સ્વાર થઈને રાયારૂપના ઉતા રમાં પોતાની નોકરી ઉપર આવી પોહોચ્યા. રાજા પણ રાતરે પેલાં લુગડાં પેહેરીને રાણીને પરણી લાવ્યા અને સવારમાં પોતની રાજધાની તરફ જવા સારૂ નીકળી પડચા રાજાને આવવાની ખબર જાણીને મારૂજી છુટી સ્વારીએ ઘોડો ચેહાવતા રાજાની સામે આવવા સારૂ નાસોયા રસ્તામાં ઘો ડે ઘણી મસ્તી કરવાથી મારૂનો અંબોડો છુટી ગયો તેમાંથી અતરની ખુશબો રાણી ફુલાદેના રથમાં આવી એટલે રા-

રાણીએ દાસીને પુછ્યું કે:--

દુહો--ઝટપટ પડદો દાસી ઓઢજોરે, મને મારૂ જોવાની ખાંતરે; મને૦ રાયારૂપ માહારો બંધવોરે, કાંઇ ગજરો મારૂ માહારો કંથરે. કાંઇ૦ રાયરૂપનો ચુડો ભાંગીયોરે, ગજરા મારૂનો ચુડો હાથરે; ગજરા૦ હવે શેહેર એનામાં નહી સંચરૂરે, હુંતો નહી જાઉ એની સાથરે. હુંતો૦

અરે દાસી હું રાયારૂપનો ચુડો ભાગીને ગજરા મારૂના નામનો ચુડો ધારણ કર્યું હવે માહારે એના શેહેરમાં જવાનો નીયમ છે એવું કહી પડદામાંથી ડોકું બાહાર કાહાડી જોયું એટલે મારૂને દીઠો. મારૂ રાજાની પાસે આવ્યો રાયારૂપ મારૂને જોઇને ખુશી થયા અને શેહેરનાં દરવાજાની પાસે આવી પોહોચ્યા એટલે રાણીએ પોતાનો રથ દરવાજા બાહાર ઉભો રખાવ્યો પછી રાજાએ કારણ પૂછ્યું ત્યારે રાણીએ કહ્યુ કે માહારે બાર વરસ સુધી આ શેહેરમાં પેસવાનો નીયમ છે તેથી શેહેર બાહાર મેહેલ બંધાવી રાણીને રાખ્યાં. રાણીએ ત્યાં એક સરોવર ખોદાવ્યું તે એવા વીચારથી કે કોઇક દીવસ પણ મારૂ ઘોડો પાવાને અહીયાં આવશે. એમ કરતાં ઘણાક દહાડા વીતી ગયા પછી એક દીવસ મારૂ ઘોડો ખેલાવતા રાણીના મેહેલ તરફ ગયા ત્યાં સરોવર ભરેલું દીઠું એટલે ઘોડાને પાણી પાવા ગયા. રાણીએ ગજરા મારૂને આવતા દીઠા એટલે ઝરૂખે આવીને કહ્યું કે--

હે મારૂજી આ સરોવર કાંઇ તમારા ઘરડાએ બંધાવ્યું નથી કે તમે વગર પૂછે ગાછે ઘોડાને પાવા લેઇ આવ્યો છો. મારૂએ ઘોડાને ખેંચી રાખીને કહ્યુ કે--

અરે રાણી પાણીને વાસ્તે આટલાં લીલાં પીળાં કેમ થાઓછો માહારો ઘોડો તમારા પાણીમાં ઉતરયો તો તેને બદલે લ્યો આ કડુ મારૂ કડુ આપીને પાછો જાયછે એ

એટલે રાણી કહ્યું કે—

અરે માહારાજ તમ અહીંયાં પધારો પાછા જાઓ તો તમને માહારા સમ છે. રામની દવાઈ છે મેં તમારે માટે તો બાર વરસનો નીયમ લીધો છે માટે ઘોડાને લઈને તે મેહેલમાં ગયો ત્યાં દાસીએ ઘોડો બાંધી લીધો અને મારૂને પલંગ ઉપર બેસાડીને વીવીધ પ્રકારના રસોઈ કરી મારૂને જમાડ્યા. ત્યાં હરખમાં આખી રાત જતી રહી અને સવાર થયું ત્યારે રાણીએ મારૂને કહ્યુ કે તમે માળાણુના ઘરમાંથી સળંગ ઓઢાવજો. મારૂ ત્યાંથી નીકળીને મકાન ઉપર આવ્યા અને માળાણુને બધી હકીકત કહી પોતે દરબારમાં ગયા અને રાતનો ઉજાગરો તેથી મોઢાં આવનાં હતાં અને આંખો પણ લાલ થઈ હતી માટે એક સીપાઈ મારૂને મશ્કરીથી પુછવા લાગ્યો કે—

દુહો—આજની આંખોરે ઠાકોર રાતીઓરે, કાંઈ ઉજાગરાનું ઘેનરે; કાંઈ૦ કીયા મોહોલેરે રંગ માણીઆરે; ઠાકોર જાગ્યા છો સારી રેનરે. ઠાકોર૦

આજે કેઈ માનીતીને મોહોલે ગયા હતા કે ઉજાગરો થયો છે. મારૂજીએ કહ્યુ કે—

દુહો—અમે ગયાતા રાયની વાડીએરે, ભૂંડા સાથી મળ્યા દસ વીસરે; ભૂંડા૦ કેસર કસુંબા ત્યાં ઘોળીયારે, પ્રેમ પ્યાલાની મચી ગીસરે. એમ૦

અમે તો રાજાના બાગમાં ગયા હતા ત્યાં કેટલાએક સોબતીઓએ કસુંબો કાહાડ્યો તેની કેફ હજી ઉતરી નથી. સીપાઈએ કહ્યુ કે—

દુહો—અમલની કેફો ઠાકોર ઘેરીઓરે, કાંઈ મારચાં સોરંગીનાં બાણરે; કાંઈ૦ નેણ બળેલ નારી નીરખ્યાનરે, શું સમજાવો ચતુર સુજાણરે. શું૦

મારૂજી માનો ન માનો પણ આખી રાત કોઈ નારી

સામે એક નજરે જોયાં કરયું છે તેથી આંખો બળે છે. એટલું કેહેતામાં મારૂને ત્રાસ થઈ એટલે રસોઈ દબાઈ ગયો, પછી મારૂએ ઘેર આવી રાણીના મેહેલ સુધી સુરંગ ખોદાવી આવ જા કરવા લાગ્યા. એમ કરતાં વરસ પૂરાં થવા આવ્યાં એટલે એક દાહાડો રાજા રાણીને મોહોલે પધારયા તે વખત મારૂ મેહેલમાં હતા તે રાજાને આવ્યાની ખબર જાણી ઉતાવળા સુરંગમાં ઉતરી પડયા પણ માથાની પાઘડી રહી ગઈ. રાજા મેહેલમાં આવીને રાણીની પાસે બેઠા અને કહ્યુ કે હવે શેહેરમાં આવવાને બે ચાર દાહાડા બાકી છે એમ વાત કરતાં રાજાની નજરે મારૂની પાઘડી ઉપર પડી એટલે રાણીને પુછયુ કે--

દુહો—રાજા કહે રાણી સાંભળોરે, કાંઇ પુછીને લઇએ પારરે; કાંઇ૦ સાચુ બોલોને તમે સતવંતીરે, રાણી કેટલા પૂરૂષ ઘેર નારરે. રાણી૦

રાજાએ કહ્યુ કે તમે કેટલા પૂરૂષની સ્ત્રી છો, રાણીએ ધારયુ કે રાજા પાઘડી જોઈ વેહેમમાં પડયા છે. પણ માહારે તો સાચે સાચુ કેહેવું જોઇએ; રાણીએ કહ્યુ કે—

દુહો--સાચુ કહુરે રાજા સતવંતરે, તમે સુંભળજો સત્રજો સારરે; તમે૦ પતીવરતા અમે પાળીએરે, કાંઇ ચાર પૂરૂષ ઘેર નારરે. કાંઇ૦

હે રાજા માહારે ચાર પુરૂષ છે પણ હું ખરેખરો પતીવરતા ધરમ પાળુછું. રાજાએ કહ્યું કે--

દુહો--પતીવરતા નારી એકનારે. તમે ચાર કહ્યા તે કેણરે; તમે૦ પર પૂરૂષ સાથે બોલતારે, પ્રથમ ગણે તે ભાઇ બેહેનરે. પ્રથમ૦

રાણી રાજાને ખુલાસો કરી સમજાવે છે.

દુહો—પલંગ માહારામાં રાજા પોઢતારે, તેમાં પ્રથમ પાયા નરે ચારરે; તેમાં૦ તેની વચમાં સુવુ માહરેરે, માટે

ગણી યા તે મેં ભરથારરે. માટે૦

રાજાએ ફરીથી પુછ્યુ કે તમે સાચી વાત કહો ત્યારે રાણી ફરીને કેહે છે—

દુહો—સાચુ કેહેતાંરે રાજા શક થશેરે, તમે સુંણીને પામજો પારરે; તમે૦ જીવતાં લગી એક બંધીએરે, અમે તે પૂરૂષ ઘેર નારરે. અમે૦

હે રાજા હું આ પાઘડીવાળા પુરૂષની નાર છું. રાજાએ કહ્યું કે એ પાઘડી કોની છે; રાણીએ કહ્યુ કે તમારા નામની છે. અમે ત્યારે વરસ એ પાઘડીને જોઇ। મન વાળયુ કે એજ રાજા બેઠા છે, રાજાએ પૂછ્યુ કે એ પાઘડી કોણે બાંધી આપી, રાણી કહે મેં માહારે હાથે બાંધી છે. રાજા કહે ત્યારે અમારા દેખતા ફરી બાંધે. રાણીએ કહ્યું કે પૂરૂષના દેખતાં સ્ત્રીથી પાઘડી ન બંધાય. રાજા પાઘડી આપીને પડદામાં ગયા એટલે રાણીએ સુરંગમાં બેઠેલા મારૂને આપી તેણે જેવી હતી તવી બાંધીને તઈયાર કરી એટલે રાણીએ રાજાને બોલાવ્યા. રાજા જોઇને વિચારમાં પડયા કે આ પાઘડીની બાંધણી ઠકોરના જેવી છે માટે ઠકોરને આપણી નોકરીમાંથી રજા આપવી એવું ધારીને પોતાને મેહેલે પધારયા. ઠકોર પણ સુરંગમાં થઇને માળણને ઘેર ગયા અને નોકરીની વખત દરબારમા હાજર થયા એટલે રાજાએ કહ્યુ કે ઠાકોર તમેત મારા પગાર ચુકાવી લેઇ ઘેર જાઓ; ઠાકોર પગારના રૂપીઆ લેઇ ઘેર આવ્યા અને માળણને કહ્યું કે બેહેન આ પઇશામાંથી માહારા નામનું સદાવરત ચલાવજો. હું માંડવગઢના જામ રાજાનો કુંવર ગજરો મારૂ છુ જો તાહારો રાજા જોર જુલમથી આ પઇશા પડાવી લે તો મને કાગળ લખજો. એવુ કહી પોતે રાજા પાસે ગયો અને કહ્યુ કે માહારાજ મેં માહરો પઇશા માળણને ઘેર સોંપ્યો છે.

તે તમે સાચવજો, જો ફરી દાનત બગાડશો તો તમારી ખરાબી થશે કેમકે માહારૂ નામ ગજરો મારૂ છે એટલું કેહેતાંજ રાજાના મનમાં ધ્રાસકો પડયો કે મુકરર ફુલાદેને એ લેઈ જશે માટે જેમ જલદી થાય તેમ એને અહીંથી વીદાય કરવો જોઇએ એવું ધારી રાજા મારૂને વીદાય કરવા આવ્યાં મારૂએ પાછા ફરવાનું કહ્યું પણ વીસ ગાઉ સુધી રાજા સાથે ગયા. પછી મારૂને મુકીને રાજા પાછા ફરયા એટલે તરતજ મારૂએ પોતાના ઘોડાને ઉડાડી મુકયો તે ઝણ ઝણ કરતો એક ઘડીમાં ફુલાદેના મેહેલમાં આવી ઉભો રહયો. રાતે રાયારૂપ પોતે સુતાં સુતાં વિચાર કરેછે કે પાપ ગયું હવે ઠીક થયું; એવા વિચારમાં રાજા ઉંઘી ગયા એટલે સુપનાં આવવા લાગ્યાં તેથી રાજા ઝબકીને જાગી ઉઠયા અને મામીને કહ્યું કે મને આવાં સ્વપનાં આવે છે. સ્વપનાની વાતો સાંભળીને મામીએ રાજાને કહ્યું કે--

દુહો--સમણાં પડો સુકે લાકડેરે, કાંઈ સમણાં સમુદ્ર બેટરે; કાંઈ૦ સમણાં સાચાં ન હોય રાજવીરે, કાંઈ સમણુ વંઝાને પેટરે કાંઈ૦ સમણે નીરધન પામે ધનનેરે, કાંઈ વંઝાને પ્રસવે પૂત્રરે; કાંઈ૦ સમણે મુરખ વિદ્યા ભણેરે, કાંઈ સારુ પામે ઘર સુત્રરે. કાંઈ૦ સમણે ભુખ્યો ભોજન જમેરે, કાંઈ તણાય તેની કુખરે; કાંઈ૦ જાગીને જુવે સવારમારે, તોએ પેટમાં ભુખની ભુખરે. તોએ૦

મામીએ સ્વપનાની વાત સાચી નથી એમ કહ્યું પણ રાયારૂપને ઊંઘ ન આવી તેથી તરત ઊઠીને ફુલાદેને મેહેલે ગયો અને છાનો માનો બી તે થંભને ઉપર ચડવા માંડયુ એટલે રાણીને ખબર પડી તેથી બોલી.

રાજા એકદમ ઉપર ચડી મેહેલમાં આવ્યો ત્યાં મારૂના જેવો માણસ દીઠો રાણીએ ધારયુ કે જો બંને ભેગા થ

શી તો માહાકેર વરતાણી તેથી રાજાનો હાથ ઝાલી ઝરૂખા માં લેઈ ગઈ અને કહ્યું કે—

દુહો બેહેનને મોહોલે શું આવીયારે, તમે જાઓને મા ડી જાયા વીરરે; તમે૦ રાયારૂપનો ચુડો ભાગીઓરે, ગજ રા મારૂનાં ઓઢયાં ચીરરે. ગજરા૦

અરે રાજા હુંતો ગજરા મારૂની ધણીયાણી છુ અને તમે માહારા ભાઇ છો એથી રાજાને બહુ ગુસ્સો ચડયો અને રાંડને ઝાડે લટકાવી તીરબાજી કરવાનો નિશ્ચય કરી પોતે મામી પાસે આવીને બધો વાત કહી તે સાંભળી મા મીએ કહ્યું કે—

દુહો—માળીયું મુકીને ઓઢ ચુંદડીરે, કાંઇ લજાવ્યું કુળ કપૂતરે; કાંઇ૦ ભાલો ભાગીને ઘડાવ રેંટીઓરે, કાંઇ કાંતો ઝીણો સુતરે. કાંઇ૦ તેની વણાવ ઝીણી પામરીરે, જઇ મુકો મારૂજીને ભેટરે; જઇ૦ જેમ જનાવર પોતે પાળેછેરે, તેમ તાહારૂ ભરશે પેટરે. તેમ૦

મામીએ રાયારૂપને ઘણાં મેણાં મારયાં; પણ મારૂએ તઇયારી કરવા માંડી. સવાર થતાં રાણી અને દાસીને ઘોડા ઉપર બેસાડી રાયારૂપની કચેરીમાં લઇ ગયો. રાયારૂપે તેમને દીઠાં કે તરત પોતાના ઘોડેસ્વારોને પકડવાનો હુકમ કરયો એટલે મારૂએ ઘોડાને ઉરાડી મુકયો અને રાજા તથા તેમના સ્વારો મોં વકાશીને જોઇ રહ્યા. મારૂ ફુલાદે રાણીને પીયરમાં મુકીને પોતે ઊંડલકુંડલના મુલકમાં ગયો, અને ત્યાં માહાદેવની વાડીમાં ઉતારો કરયો. ત્યાંતો રાજાની કુંવરી સુઘડદેને મારૂની સાથે વરવું છે માટે રોજ માહાદેવની પૂજા કરેછે. એક દાહાડો કુંવરી માહાદેવની પૂજા કરવા વાડીમાં આવી ત્યાં મારૂજીને દીઠા એટલે તેનું રૂપ જોઇને સુઘડદે પૂછેછે.

દુહો—કીયારે મુલકથી આવ્યા સાહેબારે, તમે કીયા મુ-

કમાં જાઓરે; તમે૦ કેઈ જનેતાને પેટ જનમીઆ, તમે કેમ ગોત્રીના નામરે. તમે૦ સાચુ બોલોરે રાજા સતવતારે, કાંઈ કીયાં તમારાં ગામરે; કાં૦ કુંવર છો! રાજા કોણુ ત ણારે, વળી શું છે તમારૂ નામરે. વળી૦

તે સાંભળી મારૂએ કહ્યું કે—

દુહો—ઉતરખંડથી અમે આવીયારે, કાંઈ પશ્ચિમ અમા રો ભાગરે; કાં૦ આબામંડળના અમે રાજવીરે, રાણી મંછા ગોત્રીના નામરે. રાણી૦ હુંતા કુંવર મહાજનનો રે, કાંઈ ઘર માંડવ માહારૂ ગામરે; કાં૦ આણુમાનજીનો દીકરો રે, કાંઈ ગજેરો મારૂ છે નામરે. કાં૦

અમે ઉતરથી આવ્યા છીએ પશ્ચિમ તરફ જવું છે અને જે માહારા ઉપર મોહીત થઇ મને પુછે છે તેના હું પુરૂષ છું રાણીના મનમાં આનંદ થયો અને કહ્યું કે મા-હારાજ હું તમને વરી ચુકી છું માટે સાંજરે માહારા મોહેલે પધારજો. એમ કહી સુખદે પોતાના મેહેલમાં પોતાની સખી દેવળદે જે પ્રધાનના કુંવરી છે તે સાથે આવી અને રંગ મેહેલ શણગાર્યો.

દુહો—રંગ મેહેલનો નીંદર ઓરડોરે, કાંઈ ધોળો છે ઝા કઝમાળરે; કાં૦ મેના ફુલ માંહી મુકીયારે, કાંઈ રાજવણની રીતરે. કાં૦ રસોઇ બનાવી છે બત્રીસીરે, કાંઇ અ-દકી આંણી પ્રીતરે. કાં૦ દુધ સાકર અતી ઉકાળીયાંરે, કાં-ઈ તેજના તઇયારરે; કાં૦ મારૂ જોતાં પોત મોહી રહેરે કાંઈ રાજ માંચ્યા શણગારરે. કાં૦

રાણીએ પોતાનો મેહેલ ભભકાદાર કર્યો અને પોતાના પ્રાણુહારને સારૂ બત્રીસી રસોઇઓ પણ તઇયાર કરી પછી પોતે શણગાર પેહેરવા માંડ્યા.

દુહો—જરકસી કોરનો સુંદર સાળુડોરે, માંહી ઝાઝો કસુંબી રંગરે; માંહી૦ તેતો ઓડ્યો અલબેલીએરે; જેમાં

ભાસે ગોરૂ રાતુ અંગરે. જોમાં૦ વેણુ બાંધી શીશ સઈ-
અડીરે. ફેણુ રાણે મણી શીશ ફુલરે; ફેણુ૦ સેંથે સુંદર પુ
રયો શોભીતારે, મરગ મદની લાંબી આંત ચોડીરે. મરગ૦
ભાલ સુંદર ગરાજતુંરે, મદમાતીનું જોબન જોરરે; મદ૦
ભગુટી કમાન છબીલડીને, રતનાગાં લોચન રસ કુપરે. ર
તના૦ અતી અણીયાળાં ચપળ ઘણાંરે, છે કટાક્ષ કટાનું
રૂપરે; છે૦ નાસીકાની વાળી જુમે જુમખેરે, વેસર મુક-
તા છે બળસુ ઢળેરે. વેસર૦ અરૂણ અધરે પર લાળક રે
જોતાં મુની ચળે તનકાળેરે; જોતા૦ હાથ કરે મદ ગરૂરરે,
કાંઈ દાડમ બીજથા દંતરે. કાંઈ૦ કુંદન રેખા દંતમાં દા
સતીરે, ચળકાટશુ ચોળે ચીતરે. ચળ૦ જુગલ મણી છે ઝ
ળકતારે, કરણ ફુલ પાન પીંગોને જુમરે; કરણ૦ ચોટલે
ગોફણો ગોઠીનો ઘમકતોરે, ઘણા ઘુઘરા કેરો ગુછરે. ઘણા૦
કોટી સુરજ વદને નાશીએરે, સુંદર મુખડું મંદુર છે ગા-
નારે; સુંદર૦ રંગ તંબોળ મુખ ચોળાશેરે, અગાનેણાનો
વાંકો મોડરે. મરગા૦ જરકશી બુટાની કાળી કંચુકારે, કશી
કશીને પેહેરી કોડરે; કશી૦ તુશી તનાનનાઆં હેમની હાંસ-
ડીરે, માદળીઆં અગાસીય ન માલરે. માદળી૦ પચકળી
ચંદનહાર ચોરસાનોરે, મુકતાફળ મળા વાશાળરે. મુકતા૦
કંકણ સાહીત કનક કર ચુડલીરે, ગજગજ બજોઠા છે સા
થરે; ગજ૦ વાંક વીંટી બાજુબધ બેરખીરે, છજાં આરશી
રહી છે હાથરે. છજા૦ કુંવરી બની અનુપ અપછરારે, કાં
ઇ તેજ તણો નહીં પારરે; કાંઈ૦ ફુલ અતર મેહેકી રેહચ રે
એવી બની સુઘડદે નારરે. એવી૦

ઘણા સરસમાં સરસ અને શોભીના શણગાર પેહેરીને રાણી સુઘડદે પોતાના માનીતા મારૂની વાટ જોતી ઝરૂખે બેઠી છે એટલામાં ગજરોમારૂ પોતાના રેવંતને માહાદેવ-નીવાડીમાંથી કુદાવીને રાણીના મેહેલમાં આવ્યો; રા-